૭૮૬ Reg No. 315

( પાક પરવર દિગાર ફરમાવે છે. )

"સકાહુમ રબ્બોહુમ શરાબન તહૂરા."

યાને

( ખાસ બંદાઓને તેમનો માલીક નિર્મળ અને ચોકખો શરાબ
પીવા સારૂ આપશે )



# શરાબે તહૂર.

મો'તબર મઝહબી પુરાણી કિતાબોના આધારે

બનાવનાર,
સુફી સૈયદ મોહમ્મદ આબેદમીયાં બિન હબીબુલ્લાહ ઉર્ફે
બડામીયાં સાહેબ, ઉસ્માની નકશબંદી ડાભેલી.
લેડીસ્મીથ, નાટાલ. ( દક્ષિણ આફ્રિકા. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ઇબ્રાહીમ કાસીમ અગલા સાહેબ
વેસલ્સનિક, નાટાલ.

સને ૧૯૨ ઇસ્વી.

પહેલી આવૃત્તિ ૨જી પ્રત ૧૦૦૦.

માલેક, પઠાણુ નિઝામખાન નુરખાને છાપ્યું.
ન્યુ ઇંગ્લેન્ડ બંગલો, અમદાવાદ.

## ખાસ ચેતવણી.

પ્યારા વાંચકો !

# આ શરાબે તહૂર

જે આપના હાથમાં છે તે કોઇ બીજી ત્રીજી વસ્તુઓથી ભળેલ દુન્યવી શરાબ નથી. બલ્કે, એ તો કલામેશરીફ, પવિત્ર હદીસ અને બુઝુર્ગોના પુરાણા મઝહબી પુસ્તકોમાંથી મઅરેફત અને તેને લગતી બીજી બાબતો તથા ઇશ્કે મોહબ્બતની અસરકારક વાતો ચુંટી બન વેલો પાક શરાબ છે. માટે એને ખાલસ દિલથી અવ્વલથી તે આખર સુધી વાંચી તેના ઉપર અમલ કરવાની પોતાની ફરજ સમ જવી. અને આ શરાબે તહુરને નોવેલ કે મામુલી પુસ્તક સમાન ન ગણતાં એની બેઅદબી કરવી નહી. કારણકે,

**"બે અદબ બે નસીબ, બા અદબ**

જે સાહેબોને આ કિતાબની કોપી મ તો તેઓએ નીચેના ઠેકાણેથી (અંગ્રેજીમાં પતો ની મહેરબાની કરવી.

**એમ. એમ. આમોદ કુતુબખાના. | M.**
**પી. ઓ. બોક્ષ ૪૯,**
**લેડીસ્મીથ, નાટાલ.** (સાઉથ આફ્રીકા.)

૭૮૬



( પાક પરવર દિગાર ફરમાવે છે. )

"વસક઼ાહુમ રબ્બોહુમ શરાબન તહૂરા."

યાને

( ખાસ બંદાઓને તેમનો માલેક નિર્મળ અને ચોકખો શરાબ પીવા સારૂ આપશે. )

# શરાબે તહૂર.

મો'તબર મઝહબી પુરાણી કિતાબોના આધારે

બનાવનાર,

**સુફી સૈયદ મોહમ્મદ આબેદમીયાં બિન હબીબુલ્લાહ ઉર્ફે બડામીયાં સાહેબ, ઉસ્માની નક઼શબંદી ડાભેલી.**

**લેડીસ્મીથ. નાટાલ.** ( દક્ષિણ આફ્રિકા. )

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હાજી ઇબ્રાહીમ કાસીમ અમલા સાહેબ**

**વેસલ્સનિક નાટાલ.**

સને ૧૩૪૪ હીજરી. સને ૧૯૨૫ ઇસ્વી.

આવૃત્તિ ૨જી પ્રત ૧૦૦૦.

ધી **અમરસીંહજી** પ્રિ. પ્રેસમાં માલેક. પઠાણ નિઝામખાન નુરખાને છાપ્યું.

ઠે. મીરઝાપુર રોડ વુડલેન્ડ બંગલો, **અમદાવાદ.**

# આભાર પત્રિકા.

સૌથી પહેલાં તે પાક પરવરદિગારનો એહસાન ખરા દિલથી માનું છું કે, જેણે આ નાચીઝના દીલમાં પોતાની અજ્ઞાનતાના કારણે જેઓ મા'રેફતના શરાબથી નિરાશ થએલાં છે તેવા મિત્રોને ફાયદો પહોંચાડવાનો મુબારક ખ્યાલ પયદા કર્યો, અને પછી તે કોમના ખેરખ્વાહ, **મીયાં હાજી ઇબ્રાહીમ કાસીમ અમલા** સાહેબનો આભાર માનું છું કે, જેઓએ આ નેક કામમાં મદદ આપી.

એ પછી તે સાહેબોનો ઉપકાર માનવાની પણ હું મારી ફરજ સમજુ છું કે, જેઓએ આ સેવકના પુસ્તકના અનેક સ્થળે મહાવરા વગરની ઇબારતને સુધારવામાં પોતાના કીમતી વખતનો ભોગ આપ્યો અને એ પછી તે સાહેબનો ઉપકાર માનવો પણ ઘટારત છે જેમણે એને છપાવવા પાછળ અથાગ મહેનત લઈ પોતાની દીલી મોહબ્બતનો જોશ બતાવ્યો છે. અલ્લાહપાક મવસૂફ સાહેબોને બન્ને આલમમાં ઘણો સારો બદલો આપે. આમીન.

આપનો હિતેચ્છુ,
ગરીબ, ફકીર. **મોહમ્મદ આબેદમિયાં.**
**બીન હબીબુલ્લાહ ઉર્ફે બડામીયાં ઉસ્માની**
**અફલ્લાહો અન્હો આ.**

રહેવાશી,
**ડાભેલ.** (સુરત)

૭૮૬

# દીબાચો.



**" માલેકુલ મુલ્ક "** (રાજ્યના ધણી) તારી સ્તુતિને વખાણનો પાર નથી, તેં આકાશને વગર સ્થંભે ઉભો રાખ્યો છે. સુરજ, ચંદ્ર માટે હદ્દ મુકર્રર કરી દીધી છે. દરેક તારા હુકમ પ્રમાણેજ ચાલે છે. તારો હુકમ સર્વ ઉપર જારી છે. જે કંઇ આકાશ અને પૃથ્વીમાં છે, તે તારાજ વખાણ કરે છે. સર્વનો ખાલેક, બનાવનાર અને પાલનહાર તુંજ છે. તું ચાહે તેને રાજ્ય આપે અને ચાહે તેની પાસેથી છીનવી લે, તું ચાહે તેને પ્રતિષ્ઠા (ઈઝ્ઝત) આપે, અને ચાહે તેને ઝિલ્લત આપી હલકું કરી પાડે, તું **" કાદેરે મુતલક "** (સર્વ શક્તિમાન) છે. તુંજ રાતમાંથી દીવસ અને દીવસમાંથી રાત કહાડે છે. તુંજ જીવાડે છે. અને તુંજ મોત પણ આપે છે. તારા જેવી શક્તિ કોઇમાં નથી. તારો બરોબરીયો કે, જોડીયો નથી. તું બે મિસ્લ (અનુપમ) છે. તું ચાહે ... શકે છે. તારી કુદરતો, હિકમતો અને કારીગરીયો ન્યારીજ છે. ...ાય બીજો કોઇ મા'બૂદ પુજ્યમાન નથી. તુંજ માબૂદ છે.

**લાખો કરોડો દરૂદ અને સલામ** તેના પ્યારા પયગમ્બર હઝરત **"મોહમ્મદ"** (સ૦ અ૦ વ૦) પર થાઓ કે તેવણના મહા સુંદર સ્વર્ગ સુખ આપનારા ચહેરાથી કુફ્રનું અંધારૂં મટી ગયું. અને શીર્કની મહા જંજાળી હવા છેક ઘટી ગઈ. ખુદાની વહદાનીયત અને મારેફતનો નૂર સર્વે દીપી નીકળ્યો ઈમાનના અંજનથી અંતઃકરણની આંખમાં ખરો નુર પેદા થયો. ખરા ખોટાની પરિક્ષા થઈ ગઇ. આપના માનમરતબા અને પદવીના વખાણના બ્યાન શું થઇ શકે. આપની આગળ થઇ ગયલા સઘળા પયગમ્બરો પોતપોતાની ઉમ્મત ને આપની પધરામણી અને જાહોજલાલીથી વાકેફ કરતા ગયા છે. મૂસા તથા ઇસા (અ૦ સ૦) જેવા મોટા પયગમ્બરો આપની ઉમ્મતમાં હોવાની આરઝુ રાખતાં હતાં. **સુબ્હાનલ્લાહ** ! શું મરતબો અને કેવી પદવી છે:—અરે આપની તારીફ અને વખાણોથી સઘળી આસમાની કીતાબો ચમકી અને ઝળકી રહી હતી. હજીપણ તવરેત, ઇન્જીલ અને ઝબૂરમાં આપના વખાણ, આપની નબુવ્વતનો એહવાલ મોજુદ છે. ગુન્હેગારોના છુટકારાનો આધાર આપના ઉપર છે. આપ શફીએ બરહક છે. આપના દયાળુ દીલની તારીફ મારા જેવા જાહિલ, અભણથી શું થઇ શકે. આખો કલામે શરીફ આપના વખાણોથી ભરપુર છે.

## આ પુસ્તક લખવાનું મુખ્ય કારણ નીચલી હદીસ શરીફ થઈ છે.

**હદીસ શરીફઃ**—હઝરત અબુ હુરયરહ (રઝી) થી રિવાયત છે કે, જનાબ રસુલે ખુદા (સ૦ અ૦ વ૦) ફરમાવે છે કે, જ્યારે માણસ મરી જાય છે તો તેના કામો કપાઇ જાય છે પણ ત્રણ કામોથી સવાબ બાકી રહે છે.

એકતો "સદકએ જારીયહ" (એટલે, તે નેકી જે ચાલુ અને કાયમ રહે.)

બીજું કામઃ—એવું ઇલ્મ જેનાથી લોકોને ફાયદો પહોંચે.

ત્રીજી વાતઃ—તે નેકબખ્ત અને નેકચાલનો બેટો જે તેને માટે દુઆ કરે છે.

અચાનક મજકુર હદીસ શરીફની બીજી વાત (એટલે એવું ઈલ્મ કે, જેનાથી લોકોને ફાયદો પહોંચે.) થી મારા દીલમાં એવો ખ્યાલ પેદા થયો કે, સલુક અને મઅરેફતના સબંધમાં અરબી, ફારસી અને ઉર્દુ'માં સેંકડો પુસ્તકો છપાય છે અને છપાઇ રહ્યા છે. અને માત્ર ગુજરાતી જાણનારા મુસલમાન ભાઇઓ માટે ભાગે આ ઇલ્મની દોલતથી બેનસીબ છે. અને એજ કારણને લીધે એ લોકોને અલ્લાહ રસુલનું જ્ઞાન તો એક તરફ, પણ દીની ઇલ્મની બે દરકારી અને દુન્યાઈ મોહબ્બતના ગલબા (સરસાઈ) ને સબબે તેઓને આ વાતની પણ ખબર નથી કે, અલ્લાહ અને રસુલની મોહબ્બત છે શું? બસ! જ્યાં જુઓ ત્યાં હાય દુન્યા, હાય દુન્યાનો પોકાર મચી રહ્યો છે. અને સઘળા દુન્યાઈ દોલતની શરાબમાંજ મસ્ત છે. મા'રેફત અને અલ્લાહની મોહબ્બતની દોલતની શરાબની કોઇને દરકારજ નથી. એવા વિચારથી આ ફકીરે અલ્લાહ પર ભરોસો કરી કેટલાક પુરાણાં અરબી, ફારસી તથા ઉર્દુ'ના પુસ્તકોની મદદથી એમાં પહેલાં રૂહાની બીમારીઓ (એટલે, અસભ્યતા, કીના કપટ, અદેખાઈ અને શત્રુતા વગેરે) નું ખ્યાન આપ્યું. અને પછી ખુદાની મઅરેફત, ઈશ્કો મોહબ્બતનું વર્ણન આપવામાં આવ્યું છે. કેમકે, મઅરેફતની તલબ રાખનારનું દિલ જ્યારે મજકુર બીમારીઓના ઇલાજ પછી તંદુરસ્ત અને મજબૂત થઇ જશે તો, પછી મઅરેફતની શરાબ તેની ઉપર જલ્દી અસર કરશે. અને તે (શરાબ) ને સહન પણ કરી શકશે. અને જ્યારે આ શરાબથી જેનું નામ મેં "**શરાબે-તહુર**" રાખ્યું છે, કંઈ અલ્લાહની મઅરેફત અને ઇશ્કો મોહબ્બત હાસિલ થઈ જશે તો તે ખુદાની બંદગી ઘણીજ ઉત્સાહ (ઝવક) અને જુસ્સા (શવક) ની સાથે કરશે.

ફકીર,

**મોહમ્મદ આબેદમીયાં.**

બિસ્મીલ્લાહિર રહમાનિર રહીમ

નહમદુહુ વ નુસલ્લી અલા રસુલિહિલ કરીમ.

# ખુદાની મા'રેફત વિષે.

## "નઝમ"

ઇલાહી પહેલે બિસમીલ્લાહકા નકશે મુબીં તું હે, રગે ગર્દનસે હર ઇન્સાંકે અય માલેક કરીં તું હે.
ખુદાયા મરજએ અલહમ્દ રબ્બુલ આલમીં તું હે. જહાંમેં જલ્વહ બખ્શે નારો, બાદો, માઓ, તીં તું હે.

નઝારા કર નહીં સકતા હે તુઝમેં કિબ્રીયાઇકા,
તમાશા દેખતા ઇન્સાં ખુદીમેં હે ખુદાઇ કા.

હરએક બંદેકે દિલમેં યા ઇલાહી દિલ નશીં તું હે, સખુન પરદાઝે આલમ, સાનેએ જાંઆફરીં તું હે.
ઝુહુરે કુન ફકાને અવ્વલીનો આખેરીં તું હે, અઝલસે તા અબદ મુખતારે હર નકશો નંગી તુંહે.

મહોખુરશીદમેં રોશન દલીલેં તેરી કુદરત પર,
ગવાહી દે રહા હે ઝરરહ ઝરરહ તેરી રહમતપર.

ઇલાહી નુકત દાને ઇલ્મો દાનાઇ હુનર તું હે, ખુદાયા નુત્ક આરાએ ઝબાને હર બશર તું હે.
સખુન પરદાઝ, જાં પરવર, હકીમે નુકતવર તું હે, બતાકર રૂહકા એક નામ દિલમેં જલવહગર તું હે.

નમુના તેરી રંગારંગ સનઅતકા ગુલિસ્તાં હે,
ખુદાઇપર તેરી હુજ્જત યે સબ ઇન્સાંનો હેવાં હે.

તઅલ્લુક રૂહકા હાસલ હે તેરી કુરએ મંઝીલસે, યે એક સિરરે, હકીકતાહે અગર સમઝેં ઇસે દિલસે.
ફનાહો જાએંગે અજસામ મિલકર આબસે ગિલસે, મગર મિલ સકતી હે રૂહે મુનઝઝહ રૂહે કામિલસે.

દુઆકે હર્ફ તુઝ તક રૂહ લેજાતી હે ઇન્સાંકી,
મિલી દરગાહે અકદસસે કડીહે રિશતએ જાંકી.

ફનાહ ફિલ્લાહ કયા હે? રૂહકા ઇસમેં હે મિલજાના, બકાબિલ્લાહ કયા હય? હસ્તીએ જાવેદકા પાના
ખુદીસે જબ બઢી રૂહે મુનઝઝહ, હકકો પહેચાના, મુકામે સુક્રો, મહવો, સહવો હેરતકા હુવા દાના.

હમેં હે મઅરેફત અપની જહાંમે મઅરેફત તેરી,
હર એક ઇન્સાંકે દિલમેં જલવહગર હે તમકનત તેરી.

અતા એને ઇનાયતસે જોકીં આંખે ખુદાતુને, નહીં આંખે દિયેદો ચશમએ મેહરિનજિલા તુને,
બસારતકે સિવાદી, જો બસીરત કિબ્રીયા તુને, કિયા ઉસ્સે શનાસા અઝ ઝમીં તા નોહસમાં તુને.

દિખાયા સારે આલમકો કે હિકમત ઇસકો કહેતે હેં,
બતાયા ઇબ્ને આદમકો કે સનઅત ઇસકો કહેતે હેં.

હમારા બાસેરહ હેરત ફઝાએ અકલો હિકમત હે, હમારા ઝાએકહ હેરત ફરોશે કામે નેઅ મત હે,
હમારા ના તેકહ હે, યા કિલીદે ગંજે સનઅત હે, હમારા સામેઅહ ગંજીનએ સદ રાઝે કુદરત હે.

સમઝ લેતે હેં સરદો ગર્મકો લમ્સે અનામિલસે,
બતાએં ખુ વ ખુશ્બો સુંઘકર હમ હિસ્સે કામિલસે.

દિમાગ અપના હે, યા સંદુકચહ હે, રાઝે કુદરતકા, તમાશાખાના ખાનેમેં હે ઇસ્કે લાખ નુદરતકા, કોઇઘર એશ મંઝિલહે, કોઇ ખાના મસર્રતકા, કોઇ કાશાહનહ ખુબીકા, કોઇઘિરહે મહોબ્બતકા.

અમાનત ચોરખાનેમેં હે રખ્ખા નકદે પિન્હાંકો,
લિખાહે પેશતખ્તીપર જો પેશઆની હે ઇન્સાંકો.

ખુદાયા વાહેમહ, અપના અજબ ખલ્લાકે અશયાહે, ખ્યાલઅપના, પસજ ગયબતસુવરકો યાદરખનાહે જો હિસ્સે મુશતરક હેંવો અજબ હિકમતકા પુતલાહે. હવાસે ઝાહેરીકી સારી બાતોંકા શનાસા હે.

મુહાફિઝ હાફિઝહ હે જુમલા મહસુસાતે કામેલકા,
તસર્રૂફમેં અસર પાતે હેં ગોકે હકકો બાતેલકા.

નહી દીલ શમ્એ નુરાની હે, જો, સીનેકે અંદર હે. હમારા હંજરહ ચિમની ઝિયા અફરોઝે નયચર હે, ગુલુપ ઉસ્કે લિયે ક્રિયાગુખ અપના, કાસએ સરહે, ઝબાં ઉસ્કા ઝબાનહ, રોશની નુત્કે સખુનવર હે.

ઇલાહી મોમબત્તી દિલકી કયા તુને જલાઇ હે,
કે ઇસ્સે જીસ્મકી અકલીમ સારી જગમગાઇ હે.

નઝરહો, ગર દરખ્તોંકે તવલ્લુદ ઓર તનાસુલપર, તો ઇસ તવલીદે અજ્જુબાપે હેરત સબકોહો યકસર, કોઇહેનાર અલએલી કોઇ ઉસ નારકા હે નર, રહે માદહકે નુત્ફહ નરકા બલએ કુદરતે દાવર.

કોઇ જુફતી કરે બાહમ, કોઇ દસ્તો બગલ હોવે,
ફીસીકે નુત્ફા રેહનેકો કોઇ હુસ્ને અમલ હોવે.

શરફ તુને ખુદાયા, કયા બઢાયા, આબે નયસાંકા, બને બત્ને સદફમેં જાકે દુરદાનહ વોહ એક કતરહ, પડે ગર બાંસમેંતો બિન્સલોચન ઉસ્સે હો પયદા, જવાહિરહો જો બત્ને સંગમેં કતરહ વોહી પહોંચા.

ઇલાહી તુને એક કતરેમેં કયા તાસીર પેદાકી,
જોથા જીસ ચીઝકે લાએક, વોહશય ઉસ્સે હવયદાકી.

પહાડોંકોજો દેખાતો, વોહ, કોહે ઇલ્મો હિકમતહેં, કોઇ કાને જવાહિર હેં કોઇ કાને સઆદત હેં, કીસીમેં ગંજપિન્હાં હેં, કોઇ અસ્બાબે દવલત હેં, કિસીસેહેં, રવાં નેહરેં, કોઇ આસારે રહમત હેં.

રવાં ચશ્મેં પહાડોંસે હેં સદહા તેરી રહમતકે,
નહીહેં કોહ, તવદે હેં તેરે અંબારે કુદરતકે.

ઝરા દેખો તો જંગલ કયા અતાએ ખાસ યઝદાં હે, બ્યાંબાં જીસ્કો કેહતે હેંવોહ નયચરકા ગુલિસ્તાંહે, હરએક નખ્લો સમરસે કુદરતે ખાલેક નુંમાયાં હે, છુપા રખતાહે પાનીકો, યેવોહ રહેમતકા સામાંહે.

તમાશા કુદરતે અલ્લાહકા જંગલ દિખાતા હે,
હરએક જંગલ ઝમીકો ખુશ્ક હોનેસે બચાતા હે.

હકીમોંને બોહોત બાતેં બતાઇ તેરી હિકમતકી, બહોત બારીકયાં ઉન્મેં નીકાલીં સિર્રે ફિતરતકી,
મગર અબતક ન તુટી મહોર એક સિર્રે હકીકતકી, ન સમઝા માહીય્યત કોઈ બરૂદતકી હરારત કી.

ન સમઝા કુચ્છ હવીય્યતકો ન જાના માહીય્યત ક્યા હે,
ન સમઝા ખુસ્કહે કયાશય, ન જાના માહીય્યત ક્યા હે.

કિલીદે ગંજે હિકમત રાઝે ઇરફાને ઇલાહીહે, ગદાકો ઉસ્કે કુચેકે નવીદે બાદશાહી હે,
હરએક ઝર્રેકા ઉસ્કે રૂતબએ ખુરશીદે જાહી હે, જહાંમે ઉસ્કા શાયાં મનસબે આલમ પનાહી હે.

રહેમંશુરેશાહી કુલહુવલ્લાહો અહદ ઉસ્કા,
ચલે તવહીદકા સિક્કા અઝલસે તાઅબદ ઉસ્કા.

બનાયા ઉસનેહે બેબાપ ઓર બેમા કે આદમકો, નિકાલા જીસે આદમસેહે હવ્વાએ મુકર્રમકો,
કિયા બે બાપકે પયદા મસીહે ઇબ્ને મરયમકો, કિયા માં બાપસે ઝાહેરહે ઉસ્ને તુમકો ઓર હમકો.

ગરઝ હર તરહસે કાદિરહે વોહ સબ કુચ્છ બનાનેપર,
કમાલે કુદરતે સાને હવયદા હે ઝમાનેપર.

લગાયા તુને નફ્સે નાતકહકા તાર વોહ મોહકમ, કે જો તુઝસે તઅલ્લુકહે ન ટુટે વોહ કભી એકદમ,
ખતર બદોંકા પહોંચે તાર બરકીસે તુઝે પયહમ, અસર રખ્ખાહે તુને બર્કો મિકનાતીસકા બાહમ.

લગાહે દિલસે તુઝતક તારે બરકી રિશ્તએ જાંકા,
તેરા ટેલીગ્રામ ઓફીસહે દિલ સીનેમેં ઇન્સાંકા.

જહાંમેં કુરરએ ખાકીહે ખાકહ તેરી અઝમતકા, નમુના ખાકપર પાનીહે તેરે બહરે રેહમતકા,
હવા પાનીપે દિખલાએ તમાશા તેરી કુદરતકા, હવાપર આગકા ઉન્સર નમુના લાખ નુદરતકા.

તેરી તરકીબસે સારે બસાએત યું મુરક્કબહેં,
કે ઉન્સે જલવહગર આલમમેં સબઅજસામો કવકબહેં.

નઝર આતા નહીં લેકિન છુપા બેઠાહે તુ દિલમેં, તસર્રૂફ બાદોઆતિશ મેંહે તેરા આબમેં ગિલમેં
તેરા નુરે મુસફ્ફા જલવહગરહે આંખકે તિલમેં, તેરા જલવાહે મેરે ઇસ રવાકે હફ્ત મનઝીલમેં,

હરએકજા નુરે ઝાતે પાકતેરા જલવહગર દેખા,
સિફાતે કામેલહકા તેરે હરઝર્રેમેં ઘર દેખા,

દિખાએ તુને ઇબ્રાહીમકો કયા કયા મહોઅખતર, કહીંઅયમનમેં ચમકા તુર તેરા સુરતે અખગર,
કિયા જલવેને તેરે તુરપર મુસાકો ગશ યકસર, શહાદત કરબલા વાલોંકી લીખ્ખીહે સરે મહઝર.

શહીદે નાઝ કિતને ગોશબર આવાઝ હેં કિત્ને,
કતીલે અશવએ રંગી અદાએ નાઝહેં કિત્ને.

ઝમાનેસે સુના મેંને ઝમી તેરી ઝમાં તેરા, ફલક તેરે મલક તેરે બશર તેરે જહાં તેરા,
સમકસે તાસમાં અયસાનએ કોનો મકાં તેરા, સરીરે અર્શ તેરા ફર્શ તેરા લામકાં તેરા.

# ૮

અબદસે તા અઝલ તુંહે અઝલસે તા અબદ તુંહે,
ખુદાયા સારે આલમકા અહદ તુંહે સમદ તુંહે.

ઝમીંકો તુને ભદ્દીસે બનાયા વાહરે કુદરત, કિયા બોઝલ પહાડોંસે ઝમીકો વાહરે હિકમત.
અતાકી તુને આહનકો શિકસ્તે સંગકી તાકત, કિયા આહનકો પાની આગસે અલ્લાહરે સનઅત.

બુઝાયા આગકો પાનીસે કયા તરકીબ તેરી હે,
હવા પાનીપે હે મવ્વાજ કયા તરતીબ તેરી હે.

ઝમી પાનીપે હે પાના ઝમીપર તેરી કુદરત હે, સદફ પાનીમેં હે ઉસ્મેં ગોહર તેરી યે સનઅત હે.
ગોહરકો આબદી તુને તેરી સનઅતકી કીમતહે, હુવા બત્ને સદફમેં કતરહ મોતી તેરી હિકમત હે.

કિસી જા ફાસફોરસ શોઅલા ઝનહે માહીયે તરમેં,
કંહી હે આગપાની હો રહા તેરે સમંદરમેં.

જો દેખા ખાકકો તો ઉસ્મેં પાએ સીમોઝર કયા ક્યા, જો ઢુંઢા આગમેં તો ઉસ્મે નિકલેહેં ગોહર કયા કયા
જોસમઝે આગકો તો સુરતેંહે જલવહગર કયા કયા, હવામેં દેખતેહેં રાઝે પિન્હાંકે અસર કયા કયા.

ઇલાહી ચાર ચીઝેં ઇસ કદર વુસઅતમેં કામિલહેં.
કે સબ દુન્યા હે ઉન્સે ઓર યે હમ સબમેં શામિલ હેં.

લડકપન એક આફત ઓર બચપન એક મુસિબતહે, જવાની આઇતો ઇન્સાં અસીરે દસ્તે શહવતહે.
બુઢાપેમેં અજબ હયઅત અજબ અંદાઝે સુરત હે, નિકલના સાંસકા દુભરહે ચલના એક કિયામતહે.

હુવે પયદા તો કિસ મુશકેલસે આએ માંકે દામન તક.
ગએતો ચાર કે કાંધે બડી મુસ્કિલસે મદફન તક.

ઇલાહી ફઝલસે તેરે યે ઇન્સાં ફખ્રે આલમ હે, કંહી કાઉસા કેખુસરવ કંહી ઇસ્કંદરો જમહે,
કહીં સામો નરીમાંહે કહીં સોહરાબો રૂસ્તમ હે, ઝમાનેમેં અજબ હિકમતકા પુતલા ઇબ્ને આદમહે.

જહાંમે આદમી દેખોતો એક ચલતી હુઇ કલ હે,
જહાંમે જો મુફસ્સીલ દેખતેહો ઇસ્મેં મુજમલ હે,

કહીં કાઉસ, કયકો નાઝ તેરી કારસાઝીપર, સિકંદરકો કહીં નાઝીશ તેરી બંદહ નવાઝીપર,
કહીં શાહોંકો તુઝસે ફખ્રહે ફરમાં તરાઝીપર, કહીં બંદોકો તેરેનાઝ તેરી બે ન્યાઝી પર.

ઇલાહી **અશહરી** બંદહ હે તેરે ફઝલે બેહદકા,
સનાખ્વા હે તેરા ઓર કલ્માગો તેરે મોહંમ્મદકા

# નફસને ખિતાબ.

એ સરકશ નફસ! કાંઇ તો સમજ, કાંઇ તો વિચાર, તારી ઉમેદોનો હાસલ શું છે? તારી આશાઓનું શું પરિણામ આવનાર છે? આજે તું જુવાનીના નીશામાં મસ્ત છે પણ શું ખબર નથી કે કાલે ઘડપણની કમજોરીથી આ બધી મસ્તી દુર થઇ જશે. આહ! જે તાકાત આજે તારા માટે અભીમાન રૂપ છે તે એક એક કરીને તારાથી વિખુટી પડશે. હા, જો અને ફરી ભારે વિચાર કરીને જો કે, દુનિયા નાપાયદાર છે. અહીંની જે વસ્તુ છે તે ફાની છે. થોડીવાર માટે પણ ઝમાનો એક રંગ ઉપર રહેતો નથી. હમણાં સવાર છે જોતજોતાં સાંજ થશે. કયારેક ઠંડી છે ને કયારેક ગરમી છે. આજે વસંત રૂતુની બહાર છે તો કાલે પાનખર રૂતુની નયરંગીઓ છે. ટુંકમાં એટલુંજ કે હરઘડી પળમાં એક નવીન ફેરફાર થાય છે અને તને શીખામણનો પાઠ આપે છે. ઓ તોફાની નફસ! કદાચ તારી આંખો ઉઘડે અને તું આ હારે ફનાને ઇબ્રતથી જુએ. ઓ તોફાની! સાંભળ તો ખરો કે તને ધનદવલતની કેટલે દરજ્જે હવસ છે. આહ! તું ચાહે છે કે આખી દુનિયાની દવલત તારા ઘરમાં ચાલી આવે. ધન દવલત મેળવવા કાજે તું જાયઝ અને નાજાયઝ દરેક જાતના કામ કરે છે. લોકોને ફરેબ આપે છે. આપણા અને પરાયાનું બુરૂં ઇચ્છે છે. બીજાના હકો છીનવી લે છે અને જુટ બોલે છે, ખુદા અને દુનિયાના રહેવાસીઓનો અપરાધી અને ગુનેહગાર બને છે અને એવા ગુનાહો કરે છે કે તું પોતે પોતાને લાનત મલામત કરી રહ્યો છે. આહ! ઓ નાખકાર, તું મોહ અને લાલચમાં બિલકુલ ગરકાવ થઇ ગયો છે. લગાર ઇનસાફ તો કર કે આ ધન દવલત શા માટે છે અને આ પૈસાનો શો હેતુ છે? માત્ર એટલોજ કે તારી જરૂરતો પુરી થઇ જાય કે બીજું કાંઇ? ખાવાનું તને મળે છે અને તે ઉપરાંત માણસોના માટે પડતી બીજી જરૂરતોમાં પણ તું લાચાર નથી. અય લાલચુ! ફરી એટલે દરજ્જે લોભ, લાલચ અને મોહમાયાની એટલી બધી ચિંતા, એટલી બધી ફિકર શા માટે છે?

આખરે તેં આ નકામા વિચારથી શું લાભ મેળવવાનું ધાર્યું છે? લગાર સાંભળ તો ખરો કે પેટ કરતાં વધુ તું ખાઈ શકતો નથી અને શરીર

કરતાં વધુ પહેરી શકતો નથી. મરવા પછી ધન દવલત સાથે નહીં આવે ફરી આ નાજાયઝ બોજો શા માટે પોતાના માથા ઉપર ઉપાડે છે? હા, તને તારા વારસોનો ખ્યાલ હશે કે તેમના માટે સારી થાપણ રહેવા પામે, તો તારો આ વિચાર હસવા સરખો છે કેમકે તેમને રોઝી પહોંચાડનાર અને તેમની કીસમતોનો માલિક તું નથી બલકે પાક પરવરદિગાર છે. જો તેઓ તારી દોલતનાજ મોહતાજ પેદા કરવામાં આવ્યા હોત તો ખુદા તેમને હાથ, પગ, આંખ, કાન, બુદ્ધી અને હુશીયારી ન આપતો. જ્યારે તેમનામાં આ બધી શક્તિઓ મવજુદ છે તો તેઓ પોતે પોતાની જરૂરતોને પુરી કરી લેશે અને ખુદા તેમની એવીજ મદદ કરશે જેવી કે તારી મદદ કરી હતી. અને માની લે કે તું તેમના માટે એક થાપણ મુકીએ જાય તો તે હમેશાં સુધી રહેશે તેની જવાબદારી કોણ લે છે? શું તેં આબાદ ઘરોને બરબાદ થતાં નથી જોયાં? શું તેં સલ્તનતોને નાબુદ થતી નથી જોઇ? આહ! જ્યારે જમ અને કિસરાની દવલત તેમના વંશજોમાં ન રહી તો ફરી તારી નાની સરખી થાપણ શા હિસાબમાં અને શી ગણત્રીમાં છે? બસ કર, બસ કર, ઓ લાલચુ નફસ બસ કર, છેવટે તને એક દીવસે મોતનો પ્યાલો પીને સદાને માટે ખામોશ થઇ જવું છે અને એક દીવસ તને તે પવિત્ર હસ્તીની રૂબરૂ હાજર થવાનું છે.

ઓ સરકશ નફસ! અગર જુવાનીની લેહજત હાસલ કરવાની તને હવસ અને આરઝુ છે તો થોડીવાર માટે આ લહેજતોથી જુદો અને અલગ થઇને વિચાર તથા ફિકર કર કે આપણી એક પળની લહેજતના માટે ખુદા અને દુનિયાના લોકોના ગુનાહોનો કેટલો ભારે બોજો પોતાને માથે લે છે? આહ! હું જોઉં છું કે શેહવાની લહેજતોએ તને તારા આપામાંથી બહાર કરી દીધો છે. મસ્તીનો એક જીન્નાત છે કે જે તારા માથા ઉપર સવાર છે. નાપાક ઉભરાઓ અને નજીસ વિચારો તારા મનમાં ઘોળાયા કરે છે. અફસોસ કે એક શરમ અને આબરૂના શીશાને ચુર કરીને તુ ફાની તથા નફસાની લહેજતોમાં કેટલો બધો ચકચુર નજર આવે છે. પણ આહ! તું જાણી બુજીને અનજામ કારથી બેખબર બની રહ્યો છે. આ વાત સમજી લે કે દુનિયાદારી બદલો લેવાની જગ્યા છે. જે માણસ કોઈથી ખરાબ વર્તાવ કરે છે તો તેનો બદલો અહીંજ મળી જાય છે. ખાત્રીથી સમજી લે કે જે જુલ્મી અને જબરાઇનો વર્તાવ તેં બીજાઓની સાથે કર્યો છે તો તે બીજાઓ પણ તારી સાથે તેજ જુલ્મી અને જબરાઇનો વર્તાવ કરશે. અલ્લા હુક્મહ કે

**નફસિરાતલ મુસતકીમા બે જાહિન નબીઈલ કરીમે સલલલ્લાહો અલય હે વ આલેહી વ સહબેહી અજમઈના આમીન.**

એ નફ્સ! મટી જા, નેસ્તો નાબુદ થઇ જા, લજ્જા અને શરમ કર કે જ્યારે તું નાપાક અને નજીસ વસવસામાં અથવા આ નાપાક કામોમાં લાગે છે તો કેમ તારા ઉપર આકાશની છત ટુટી પડતી નથી અને કેમ ઝમીનના તખતા તને તેહતુસ્સરામાં પહોંચાડી નથી દેતા? હા, હા, તારા ઉપર અણધારી આફતોના પહાડ ટુટી પડે તોએ કમ છે. અને એ સરકશ નફ્સ! જો દોઝખના ઓગણીસ રક્ષકો એકાએક તને ફુંકી મારે તોએ તારા ગુનાહોને જોતાં કાંઇએ લેખામાં નથી.

જો તો ખરો, જેણે પોતાની જુવાનીને ફાની લજ્જતો ઉપર કુરબાન કરી દીધી આજે તેમની શી સ્થીતી છે? શું કબરના અંધારા ખુણામાં પણ તેમની બગલમાં કોઇ સુતેલું છે? શું હવે પણ તે પાસે સુવાના અને હોઠોના ચુંબનના સ્વાદ યાદ છે? આહ! તે નસો જેને લોહીનો જોશ શું નો શું બનાવી દેતો હતો તે હવે પણ તેજ મસ્તીની હાલતમાં છે? નહીં તેમાંનું કાંઇએ નથી.

હવે ઘાટીલું શરીર નથી તેમ ન તો તે રંગરૂપ છે અને ન તો તે જુવાનીનો જોશ અને મસ્તી છે. શરીર અને રૂહનો ખુદા જાણે શું હાલ થનારો છે? અફસોસની જગ્યા છે.

એ નફ્સ! ટુંક વખતમાં તારી આ બધી ખુબસુરતી ચાલી જશે અને જુસ્સામાં આવનાર તાકતો બેકાર થઈ જશે. લોહીનું ફરવું અને દિલનો ધબકારો સદાને માટે રજા લેશે.

એ નફ્સ! જો તને લહેજતદાર ખાણા અને ઉમદા લિબાસની ઇચ્છા હોય તો તેનું પરિણામ પણ વિચારી લે. એટલે આ ઇચ્છાઓ તારી જરૂરતો કરતાં વધારે છે તો તને એનાથી કાંઈ ફાયદો થનારો નથી. ખાણું માત્ર જીંદગી ટકાવી રાખવા માટે છે કે જેથી જીંદગીની ફરજો અદા થઈ શકે. એટલા માટે નહીં કે નફસાની અને શેહવાની તાકતો ઉભરે અને માણસની ભલાઇઓનો દામન મુકી દે. લિબાસ શરીર ઢાંકવા અને સરદી ગરમીથી રક્ષણ મેળવવા સારૂ છે, નહીં કે સુંદરતા અને મોહકતામાં વધારો થવા માટે કે જેથી મગરૂરી અને અભિમાન પેદા થાય છે અને મનમાં એમ આવે છે કે કોઈ કદરદાન પેદા થઇને નાઝબરદારી કરે અને ઇશ્ક તથા પ્યારનો

અયોગ્ય વિચાર છટકેલી તથા એવી બાબતોની તપાસમાં રહેનારી આંખોમાં પેદા થાય.

ઓ નફસ ! આ બનાવ શણગારની લાગણી કયાં સુધી રહેશે ? છેવટે તે દીવસ પાસેજ છે કે જીંદગી હમેશાના માટે ખતમ થઇ જાય. રૂહ અને શરીર એક બીજાથી જુદા થશે. ખોરાકની માંગણી કરનાર હોઠો ચુપ થઇ જશે અને સુંદર પોશાકોના બદલામાં એક સાદા કપડાનો કટકો જેને કફન કહે છે, શરીર ઉપર હશે અને તે પણ થોડાજ દીવસમાં ઝમીન તથા તેના કીડાઓની ખોરાક બની જશે. આહ ! ફરી અલ્લાહ હિસાબ લેશે તે વખતે શું જવાબ આપીશ કે જ્યાં પોતાનો માલ પોતાનો કહેવાઇ શકાશે નહીં. આપણો જીવ અને દિલ અને જીભ આપણા કાબુથી બહાર હશે. ફરી એ નફસ ! કાંઇ તો વિચાર કર, કાંઇ પોતાની અયોગ્ય ચાલ ઉપર શરમીંદો થા. અને એ નફસ ! તું મને પોતાની સાથે હમેશાના અઝાબમાં ગીરફતાર ન કર કે જેના વિચાર માત્રથી કંપી જાઉંછું, ધ્રુજી ઉઠુંછું. હાં, એ નફસ ! તુ સરકશીને મુકી દે અને પાક પરવરદિગારની અઝમતની ચાદરમાં પોતાને છુપાવી લે. **અલ્લાહુમ્મહ દે નસ્સીરાતલ મુસતકીમા સીરાતલ લઝીના અન અમતા અલય હિમ ગયરિલ મગઝુબે અલયહિમ વલદ દાલીન. આમીન.**



## પોતાના નફસથી હલાલ અને હરામનો હિસાબ લેવો અને નફસનું શરમિંદગીના સમુદ્રમાં બુડી જવું, બુદ્ધીશાળીનો બોધ લેવો અને ગાફિલનું ગફલતમાં રહીને નુકસાન ઉપર નુકસાન ઉઠાવવાં.

**હદીસે શરીફ—**" દુનિયાના માટે કામ કર જ્યાંસુધી તારો ત્યાં મુકામ છે. અને આખેરતનું એટલું કામ કર જેટલી આખેરતને બકા છે. અને ખુદાના માટે એટલું કામ કર જેટલી તને હાજત છે અને દોઝખનું એટલું કામ કર જેટલો અઝાબ તું ઉઠાવી શકે."

(૧) ઓ નફસ ! તપાસ કર કે જે દીવસે તુ તારા બાપની પીઠથી માના પેટમાં આવ્યો અને તારી બનાવટ શરૂ થઇ ત્યારે તારા મા બાપે હલાલની ખોરાક લીધી હતી. અને તું જે વિચાર અને હિમ્મતનું પરિણામ છે તે શું તદન પાક અને બરહક હતું ? શયતાની વસવસા અને નફસાની લજ્જતની કાંઇ લાગવગ હતી કે કેમ ?

(૨) ઓ નફસ ! જ્યારે તારી માના પેટમાં તારૂં પોષણ થઇ રહ્યું હતું ત્યારે તારા જીવન માટે જે ખોરાક મુકરર હતી તે મેળવવાનાં સાધનો જાયઝ હતાં કે નાજાયઝ ! અને જે ખોરાકના બળથી તારી રોઝી હાજર કરવામાં આવતી હતી તે પાક અને હલાલ હતી કે નહીં ?

(૩) ઓ નફસ ! જ્યારે તેં માની ગોદમાં ઉછરવા માંડયું અને દુધ પીવાનું શરૂ કર્યું ત્યારે તે દુધ હલાલની કમાઇથી તૈયાર થયું હતું કે હરામની ?

(૪) ઓ નફસ ! જ્યારે તું માના ખોળામાંથી ઉતરી ભોંયઉપર ખેલવા કુદવા લાગ્યો અને તારૂં બચપણ શરૂ થયું અને દુનિયાના ગરમ તથા ઠંડા અને સ્વાદિષ્ટ ભોજનો તારા મોઢા સુધી આવ્યા અને પેટમાં પહોંચી છેવટે લોહી બની તારી નસોમાં ફરવા લાગ્યા અને તારા શરીરના અવયવોમાં દેખાવ દીધો તથા રૂહ ફુંકી તો શું તે ભોજનો હલાલ અને જાયઝ સાધનોથી હાસલ કરવામાં આવ્યા હતા ?

(૫) ઓ નફસ ! બચપણમાં તને જે સ્વાદિષ્ટ મીઠાઇઓ મળતી હતી તથા સુંદર પોશાક પહેરાવવામાં આવતા હતા તે શું તારા માબાપ પોતાની પાક હલાલ રોઝીમાંથી મેળવતા હતા ?

(૬) ઓ નફસ! તારા બચપણના સમયમાં સગા વ્હાલાઓ તરફથી તને જે કીમતી ભેટ સોગાતો મળતી હતી અને જેને તું પોતાના વપરાસમાં લેતો હતો તે શું એવા રૂપીયા વડે ખરીદવામાં આવી હતી જેમાં હરામનો કાંઇ ભાગ નહોતો ?

(૭) ઓ નફસ ! જ્યારે તું જવાન થયો અને પોતે પોતાની સંભાળ લેવા લાગ્યો તથા રક્ષણ કરવા અને ગુજરાન ચલાવ્વા લાગ્યો ત્યારે શું તારા પગો કદી ડગમગાયા નથી અને શું તું હરામના પંજામાં સપડાયો નથી અને શું તેં હમેશા કમાણીમાં હલાલ તથા હરામનો ભેદ રાખ્યો હતો ?

(૮) ઓ નફસ ! જે માલ તેં જુદી જુદી રીતે મેળવીને યોગ્ય કે અયોગ્ય રીતે ખર્ચ કર્યું તે પાક અને હલાલ હતું કે ?

(૯) ઓ નફસ ! તે ખોરાક, પોશાક અને તમામ જરૂરી વસ્તુઓ કે જે વડે તારી જીંદગી હજી સુધી કાયમ છે અને જેના કારણે તારા શરીરની નસેનસ અને હાડકા ચામડા અથવા જે કાંઇ શરીરમાં છે તે બાકી છે તો શું તેં તેને હલાલથી પ્રાપ્ત કરી હતી ?

(૧૦) ઓ નફસ ! બંદાઓના હક અને ખુદાના હકમાં તેં જે કાંઇ ધન દવલત ખર્ચી છે તેમાં હરામનો કાંઇક ભાગ તો નથી ને ?

(૧૧) ઓ નફસ ! વિચાર કર, અત્યારે તારા પેટમાં જે ખોરાક છે અને તારા શરીર ઉપર જે પોશાક છે તે તેં હલાલથી હાસલ કર્યો છે કે નહીં ?

(૧૨) ઓ નફસ ! વિચાર કર કે તારા શરીરનું પોષણ કેવી રીતે થયું ? તારા ચામડા અને હાડકામાં કઇ વસ્તુ પેવસ્ત થએલી છે ? તારી નસોમાં કઇ જાતનું લોહી ફરી રહ્યું છે ? તારા મગજમાં કેવા વિચારો ઘોળાયા કરે છે ? અને તારા મનમાં કઇ યોગ્ય અને અયોગ્ય આશાઓનો સમુદ્ર ઉછાળા મારી રહ્યો છે ? અત્યારે તું જે મકાનમાં બેઠો છે તેમાં લગાર કાન દઇને સાંભળ કે તેના બારણા અને ભીંતોથી શું અવાજ આવી રહ્યા છે ? તેની મરમ્મત કેવી રીતે થઇ ? અને આ મકાન કઇ પાક અને નાપાક તદબીરોથી તારા કબજામાં આવ્યું છે ?

(૧૩) ઓ નફસ ! તું અત્યારે જે બગીચામાં સેલ સપાટા કરી રહ્યો છે તેનાં ફુલોને જો કેવી સુગંધ આવી રહી છે ? ડાળીઓ પોતપોતામાં શું વાતો કરી રહી છે ? અને પાંદડાઓની જીભે શું છે ? આખરે તું કેવી રીતે એનો માલિક બન્યો ? અરે તારી ખરી માલેકીની તે કઇ સાબેતી છે જેના ઉપર તારી નિર્બળ રૂહાનીયત તારા દિલથી લગાર દુર ખસીને હંસી રહીછે.

(૧૪) એ નફ્સ ! તું અત્યારે જે મિલ્કતનો વારસ છે અને જેના ઉપર તને અભિમાન છે તે બાબે લગાર ઇનસાફ કરીને જો કે તેં તેને યોગ્ય કે અયોગ્ય રીતે મેળવી છે ?

(૧૫) એ નફ્સ ! તારાં બાલ બચ્ચા કે જેમની ખોરાક પોશાકનો આધાર જાહેર રીતે તારા હાથમાં છે. આ બાબે તારા કેટલે દરજ્જે આભારી છે કે તેં તેમના પોષણમાં હલાલ પૈસા ખર્ચ કર્યા છે ?

(૧૬) એ નફ્સ ! જે પુંજી તું તારા વારસો માટે મુકે છે તેના મેળવવામાં વિચાર કર કે તેં હલાલ અને હરામ તથા જાયઝ કે નાજાયઝનો કેટલે દરજ્જે ખ્યાલ કર્યો છે ?

(૧૭) એ નફ્સ ! જો તારી આવનારી અવલાદમાં હિદાયતના નુરનો પ્રકાશ થયો તો તેઓ કઈ વાત યાદ કરીને તને સવાબ પહોંચાડતી રહેશે ? શું આ વાત યાદ કરીને કે તેં નાજાયઝ રીતે મેળવેલા પૈસા ટકા ખરચીને તેમની ફિતરતને ખરાબ કરી અને અલ્લાહ સુબહાનહુ તઆલાની ઇબાદતનો શોક તથા અંતરના સુધારા જેવી ઉત્તમ અને કીમતી નેઅમતોને છીનવી લીધી ?

(૧૮) એ નફ્સ ! તેં તારા કફન દફન માટે જે રૂપીઆ રાખ્યા છે તે હરામના ખરાબ અસરથી પાક છે કે ? તું જે પોશાક પહેરીને કબરમાં જઇશ અને જેને તુ કયામત સુધી બદલી શકીશ નહીં તે હલાલ કમાઇથી તૈયાર થયો છે કે ?

(૧૯) એ નફ્સ ! તારી પાછળ તારો જે માલ તારા વારસો તને સવાબ મળે એટલા સારૂ ખેરાત કરશે તે કેવો હશે ?

**સુબહાનલ્લાહ** ! એ નફ્સ ! જો આ બધા સવાલોનો જવાબ હલાલ છે તો હું તને પોતાની તરફથી તારા ઉંચા અને ઉમદા જીવન મર્ણ ઉપર ખુશીની સાથે મુબારકબાદ આપું છુ. અને **મઆઝલ્લાહ** ! જો એવું નથી તો એ નફ્સ હું નથી જાણતો કે તારૂં શું પરિણામ આવશે ? કોણ તને નેક નામી અને દુઆએ ખેરથી યાદ કરશે અને પાક ખુદાની રૂબરૂ કયું મોહડું લઇને જઇશ ? અને તારા માટે રહેમતના દરવાજા કેવી રીતે ખોલવામાં આવશે ? અને જન્નતની ઠંડી હવાઓ લેવાના તારી પાસે કયા સાધનો છે ?

# એક અજબ હિકાયત.

એ નફ્સ! તારી જીંદગીનો આશય શું છે ? જો તને એક એહલે દિલની ચુપકીદીના શહેર એટલે કબ્રસ્તાનમાં જવાની દર્દભરી તથા શીખામણ લેવા જોગ કહાણી સંભળાવું છું, જેથી તને જણાઇ આવશે કે તારી જીંદગીનો આશય શું છે ! આ ગાફિલ ! આ ઇબ્રતનાક બનાવને સાંભળી તેના ઉપરથી ધડો લે. તે બનાવ એવી રીતે છે કે એક એહલે દિલ કહે છે કે:—" હું ભોગજોગે કબ્રસ્તાનમાં જઇ ચઢયો. આહ ! તે કેવી વસ્તી હતી કે ત્યાંની એક એક વસ્તુથી દિલગીરી અને શોક જાહેર થતો હતો. લાચારીના ખાતરનો જીગરભેદક અવાજ દિલના કાનોને સંભળાતો હતો અને અફ્સોસ તથા નામુરાદીની નજરે ન પડનારી છબીઓ ઇબ્રતની આંખોને દેખાતી હતી. આહ ! આ સુનસાન અને વિરાન દેખાવ જોઇને હું અજાયબીના દરિયામાં ગરકાવ થઇ રહ્યો હતો કે એટલામાં સુરજના આથમતી વખતના રૂખસત થનારા કિરણો એક કબર ઉપર ચમકયા. તે કબર એવી હતી કે જેની બનાવટને વરસાદ અને પવનના સપાટાઓએ નેસ્તો નાબુદ કરી દીધી હતી અને તે કબરની વચ્ચોવચ જે છબી હતી તે આંખો વડે જાહેર રીતે સાફ દેખાઇ રહી હતી. અને આહ ! તે છબી એક સડી ગએલા પેરણના માટીમાં મળેલા આમતેમ પડેલા કકડા હતા. આહ ! માથાની ખોપરી, મગજ તથા ચામડાથી વિખુટી એક બાજુ પડી હતી. બત્રીસ દાંતો સાફ દેખાતા હતા પરંતુ હવે ગાલ, હોઠ અને ચહેરામાં રક્ત માંસ ન હોવાના લીધે ભયંકર લાગતા હતા અને આ દેખાવ જોઇને અંતર હાલી જતું હતું. છાતી અને પેટની જગ્યા હાડપીંજરે લીધી હતી અને કુખ તથા પીંડલીઓના સડેલા હાડકાં જોઇને ભારે બીક લાગતી હતી. બસ જે કાંઇ હતું તે આ હતું કે સઘળી નસો, માંસ, ચરબી વિગેરે માટીમાં મળી ચુકયાં હતાં. આહ, આહ, આહ, હું કાંઈ કહી શકતો નથી કે આ દેખાવ જોઇને મારૂં અંતર કેવી રીતે તડપ્યું અને ગફલતના સ્વપનામાંથી બેદાર થઇને અને મોત પછી આવનારી જીંદગીને યાદ કરીને ચોંકી પડયું અને આંખોમાંથી વગર અચકાયે હસરતના આંસુઓ વ્હેવા લાગ્યા.

પરંતુ થોડીવાર પછી મને આ અફસોસનાક દેખાવ જોવાથી ફુરસત મળી તો હું એક ખુણામાં જઇને બેઠો કે એકાએક પુર્વની તરફથી એક નુરનો ચમકારો થયો અને તે કબરના એક અંધારા ખુણામાં સમાઇ ગયો. અને તે તમામ હાડપિંજર હાલવા લાગ્યું;અને ધીમે ધીમે એક મનહર તથા લોભાવનાર સુરત બની ગયું. હું શું જોઇ રહ્યોછું કે તે જુવાન કબરસ્તાનના એક ખુણામાં જઇને ઉભો રહ્યો. ગળામાં કફની પડેલી હતી અને ચેહરો માટીમાં મળેલો હતો. તે વખતે તેનો દેખાવ કાંઇ જુદીજ તરેહનો હતો જેને જોઇને અંતર હાલી જતું અને કલેજું ધબકારા લેતું હતું. થોડીવાર પછી તેણે પોતાનું મોહડું ખોલ્યું અને એવા મોટા સાદે બોલ્યો કે કબરસ્તાનની દરેક કબરથી માતમની સદા આવતી હોય એમ લાગ્યું. તેણે કહ્યું:—"ઓ મારી કબરની મુલાકાત લેનારા ! આજે તું મારી સ્થીતીથી અંજાણ છે. તું નથી જાણતો કે હું કોણ છું ? પણ ઘણોજ થોડો સમય વિત્યો છે કે આશાથી દરેક માણસ વાકેફ હતો. ઓ મારી કબરની ઝિયારત કરનાર ! સાંભળી લે કે આજે હું આ અંધકારમય ખુણામાં કોઈ પણ સગાસ્નેહી વિના એકલો બંદીવાન કેદીની પેઠે છું, પણ કોઇ દીવસ વિશાળ અને મોટા શાહી મહેલના દિવાનખાનામાં મારી બેઠક હતી, અને મારી મેહફિલોની ધુમધામની કહાણી અત્યારે પણ દુનિયાના રહેનારાઓની જીભે છે. ઓ મારી કબરની મુલાકાત લેનારા ! તુ ખાત્રીથી માન કે હું કોઈ દીવસ દુનિયામાં હતો, અને હું પણ એક દીવસે જીવતો હતો અને તારી પેઠે હું પણ હરતો ફરતો હતો અને પોતાની મરજીથી બધું કરતો હતો. આહ ! આજે હું તેજ અભાગ્યો છું કે જેને દુનિયાના પરદા ઉપર દરેક રીતે જીંદગીની મઝા પ્રાપ્ત થઇ હતી. આહ ! મારૂં નામ માનની સાથે લોકોની જીભે આવતું અને મારા સમયમાં મારી પેઠે માન મોભો અને ધન દોલત તથા નેકનામીમાં કોઈ મારી બરોબરી કરી શકતું નહોતું. ખુબસુરતી અને દેખાવમાં અજોડ સમજાતો ને મનાતો હતો. આહ ! ઓ મારો કબરની મુલાકાતે આવનાર ! હું મારી કહાણી તને શું સંભળાવું ? સાંભળ, મારૂં બચપણ ભારે લાડ અને પ્યારમાં પસાર થયું હતું. દીન દુનિયાની કોઈપણ ચિંતાઓથી મારૂં મન કોસો દુર હતું. આ તે સમય હતો કે જ્યારે દરેક વસ્તુ મારી ઇચ્છા અને મરજી મુજબ હાજર કરવામાં આવતી હતી. માબાપની ધમકીની સાંકળ મારા પગોમાં નહોતી તેમ શરીઅતનો નુરાની પટો મારી ગરદનમાં નહતો. છેવટે રાત અને દીવસના ફેરફારોએ મારી સ્વતંત્રતાનો સમય પુરો કરી

દીધો અને બહારનો પવન ફુંકાયો. આહ ! તે કેવા દીવસો હતા કે જ્યારે ન તો દીવસની ખબર હતી ન તો રાતની. તે જુવાની નહોતી પરંતુ એક ઝુન હતું જે દર વખતે સવાર રહેતું હતું. તે જુવાની નહોતી પરંતુ એક શરાબ હતો કે જેનો નીશો દર વખતે ચઢેલો રહેતો હતો. દર વખતે રંગ રાગ અને આનંદની મહેફીલ ભરાયલી રહેતી હતી. રંગીન શરાબના પ્યાલા દર વખતે છલકાતા હતા અને જ્યાં સુધી કોઇપણ સુંદરી સોડમાં ન હોય ત્યાંસુધી ચેન પડતું નહોતું. આહ ! ઓ મારી કબર આગળ આવનાર ! હું તને શું કહું કે મેં કેટલા શીયળના શીશાઓ મારી નાદાનીના લીધે ચુર કરી નાંખ્યા, અને કેટલા ખીલેલા ફુલ મારા નફસની આગમાં બળીને ભષ્મ થયા અને કેટલા મોતીઓના કલેજા મારી જબરાઇના લીધે ફાટી ગયાં !

ઓ મારી કબરની ઝિયારતે આવનાર ! મારી જુવાની માત્ર શરાબખોરી અને હરામખોરીમાં પસાર નથી થઈ બલકે તમામ હયવાની લજ્જતો અને નફસાની ઈચ્છાઓને મેં પુરી કરી છે અને ગુનાહોની કોઈપણ એવી વાત નથી જેને બુદ્ધી અને શરે શરીફે મના કરી છે છતાં મેં તેને ન કરી હોય. ટુંકમાં એટલુંજ કે ગુનાહોના વધારાએ મારા અંતરને કાળું મેસ કરી નાંખ્યું અને ગફલતે મારી આંખો ઉપર એવા પરદા નાંખ્યા હતા કે ભલાઈની કોઇપણ વાત મને નજર આવતી નહોતી. જુઠ, બદગોઈ અને નુકતેચીની મારી ઝીભનું કર્તવ્ય હતું અને પારકી સ્રીઓ પર નજર કરવા તથા રૂપાળીઓને જોવા મારી આંખ દર વખતે લાગેલી રહેતી હતી અને મારા કાન તાલ સુર તથા ગાવા બજાવવાના અવાજ સાંભળવા પાછળ બેહોશ બનેલા રહેતા હતા. કોઇની મીલકત પચાવી પડવી, હરામ ખોરાક ખાવો, જુલમ અને જબરાઇ કરવી, બદદાનતી વિગેરે ખોટી બાબતો મારા અંતરમાં વાસો કરીને રહેતી હતી અને ખરાબ વિચારો હર હમેશ મારા મગજમાં ઘોળાયા કરતા હતા, હાથ પગોની દરેક હરકત ખોટા કામોમાં કામ આવતી હતી. ટુંકમાં એટલુંજ કે શરીરના તમામ અવયવો અને દાનત તથા જરૂરતો હરામ બની ગઇ હતી. આહ! તે શરીર જેનો એકએક ભાગ એટલે હાડકાઓનો થોડો હીસ્સો આ કબરના એક ખુણામાં પડેલો દેખાય છે, તે હમેશા અતલસ, દીબા અને રેશમી લિબાસમાં નજર આવતો હતો અને એવા અતરોમાં વસાયલો રહેતો કે જે પવનમાં મળીને હરેકને સુગંધીમય બનાવતો હતો. આ માટીમાં મળેલા વાળ જે એક બાજુએ પડેલા છે તેને થોડાક દીવસો પછી જમીન બિલકુલ ફના કરી નાંખશે. આ વાળ તો ગુલાબના સુગંધીમય તેલમાં તર

રહેતા હતા. આજે જે આંખો તદન નાશ પામેલી સ્થિતીમાં દેખાય છે તે કાલે નુરાની હતી. અને જ્યારે તેમાં સુરમો લાગતો અને તેની કીકીઓ આમતેમ ફરતી ત્યારે તેમાંથી જાદુઇ તીરો બહાર નીકળતાં અને જોનારનું જીગર ભેદી નાંખતી હતી. અને આ ચહેરો જેના સડી ગએલા હાડકા હજુ સુધી મોજુદ છે તે ભારે મનહર હતો અને તેને મનહરણ બનાવવા સારૂ ભારે મહેનત લેવી પડતી હતી. અને આ હોઠોનું ચામડું અને માંસ જેને કીડીઓ ખાઇ ચુકયાં છે. આહ! તેઓ શું જાણે કે આ હોઠોએ એકાંતમાં કેવી મોજ માણી છે? અને આ હાથ તથા પગ જે આજે તદન હાલ્યા ચાલ્યા વગરના છે તેમણે સુંદરીઓને પકડવામાં અને તેમની પાછળ દોડવામાં કેવો ભાગ ભજવ્યો છે! અરે! કદાચ કોઈ મને બતાવે કે તે લોહી કયાં ગયું જે દિલના પ્યાલામાંથી છલકાઇને આખા શરીરની નસોમાં વહેતું ફરતું હતું અને જેની કેટલીક અસાધારણ ગરદીશો મને મસ્ત તથા બેખુદ બનાવી દીન દુનિયાથી ગાફિલ કરી દેતી હતી. આહ! જીંદગી મારાથી શા માટે નારાજ થઇ ગઇ? અને શા માટે દુનિયાએ મારી હમેશની જુદાઇને બરદાશ્ત કરી લીધી!

આહ, અફસોસ! હું તે લાચારીનો સમય કોઇ પણ દીવસ નહીં ભુલું અને તે અફસોસ મારા આત્માને કબરમાં હર હમેશ બેચેન રાખશે જ્યારે હું એક આલીશાન મકાન બંધાવવા પાછળ લાગેલો હતો અને મને તેમાં રહેવાની ભારે ઉલટ હતી. ફરેબ અને ચાલાકીથી એક મોટી જાગીર મારા કબજામાં આવનાર હતી અને શાહી દરબારથી મારા માટે એક મોટા ખેતાબનું ફરમાન ટુંક વખતમાં બહાર પડનાર હતું અને એક કીમતી તથા દેખાવડો પોશાક તૈયાર કરવાનો મેં હુકમ આપ્યો હતો અને સાંજે હું મારા મિત્રોની ભારે ઠાઠમાઠથી મીજબાની કરનાર હતો. સ્વાદિષ્ટ ભોજનો તૈયાર થઈ રહ્યાં હતાં અને બપોરનું ભોજન મારી આગળ મુકવામાં આવ્યું હતું અને હું તે સ્વાદિષ્ટ ભોજનનો એક કોળીઓ પોતાના મુખમાં મુકવા ચાહતોજ હતો કે મોતનો ફિરીશ્તો પેટના દરદના રૂપમાં આવી પહોંચ્યો. ભારે તકલીફ અને દુઃખથી મારી તમામ તાકત ગુમ થઇ ગઇ અને હું બેતાબ બનીને પાથરેલી શેતરંજી ઉપર પડી ગયો. શરીરના અવયવો કંપવા લાગ્યા અને કોઇ એવી વસ્તુ હતી જે પગના તળીયાંથી ખેંચાતી આવતી હતી અને છેવટે એક દર્દનાક આહની સાથે મુખમાંથી નીકળી ગઇ.”

તે એહલે દિલ બુઝુર્ગ કહેછે કે તેની જીભે મેં એટલુંજ સાંભળ્યું હતું

કે તે મારી નજરોથી દુર થઇ ગયો અને દુર થતી વખતે એક પ્રકાશિત વટોળીયાની પેઠે ચક્કર ખાતો આત્મા આસ્માન ઉપર પહોંચી ગયો.

હવે ઠંડી પવનની લહેકીઓ ચાલી રહી હતી. સવાર થઇ ચુકી હતી. થોડાક વહશતથી ભરેલા વિચારો મારા મનમાં પેદા થયા જેના પરિણામે હું કબરસ્તાનથી નીકળીને જંગલની તરફ રવાના થઇ ગયો.

એ નફ્સ ! તેં જોઇ લીધું કે માણસની જીંદગીનો આશય શું છે અને સાંભળી લીધું કે આ જીવતા જાગતા ચહેરા અને દેખાયમાન શરીરની શી સ્થીતી થઇ ?

એ નફ્સ ! શું તું મોતથી બચી શકેછે ? કદાપી નહી; જો દુનિયા અને દુનિયાની તમામ વસ્તુઓ જાહેરમાં આવીછે તો તેમનું એક ન એક દીવસે ફના થઇ જવું જરૂરી છે. કેમકેઃ—" વ યબકા વજહુ રબ્બેકા ઝિલ-જલાલે વલ ઈકરામ" બકા અને હમેશગી તો ખાસ કરી માત્ર ખુદાની સાથેજ છે. અને માત્ર તેજ એક પવિત્ર હમેશાની બકાની સીફતની સાથે ઓળખી શકાયછે કે જેની શરૂઆત અને સમાપ્તિની કોઇને ખબર નથી. તો બુદ્ધિ-શાળી માણસ પોતાની જીંદગીનો પાઠ સવારના ઉદયથી સાંજના આથમતા સુધી પ્રાપ્ત કરી શકેછે કે અગર સવાર તેની શરૂઆત હતી તો સાંજ તેની સમાપ્તિ છે. અને ચાંદ તથા સુરજના વધવા ઘટવાથી દુનિયાની નાપાયદારી-નો પત્તો લાગી જાય છે. તો ફરી આ થોડા દીવસની જીંદગીની ચઢતીની પડતી છેવટે મોત છે. જેમકેઃ—" વલ કમરા કદ દરના હો મના ઝિલા હત્તા આદ કલ ઉરજુનિલ કદીમ " એટલે ચાંદની મનજીલો અમે મુકરર કરી દીધી છે, એટલે સુધી કે તે ચાંદ ખજુરની સુકેલી ડાળ પેઠે થઈ ગયો, જાણે આ ચાંદની ચઢતી હતી કે તે શરૂઆતમાં એક મનજીલ સુધી પહોં-ચવા માટે તો ઠીક ઠાક રહ્યો. પણ જ્યારે તે મનજીલ ઉપર પહોંચી ગયો તો તેની પડતીની સ્થીતી એવી થઈ ગઈ કે જેવી ખજુરની એક સુકાએલી ડાળ. અહીંયા જણાયું કે દરેક હસ્તી એક ન એક દીવસે નેસ્તીથી બદલાઈ જશે.

### મુસદ્દસ.

દુનિયામેં જો દિલ ચાહે તેરા કરલે કરાલે, ચાહે તો બદી મોલલે યા નેકી કમાલે
આઇંગે મલક કબ્રમેં જો પુછને વાલે, તબ કેહ તો તુઝે કોન વહાં આકે સંભાલે

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અબ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

આવેગી નિદા કબ્રસે અબ વો તેરે ભાઈ, માબાપ કહાં અવ્ર કહાં અમ્મ વ તાઇ
જોરૂ વ બહન કોઇ તેરે કામ ન આઇ, બચ્ચેભી ગયે ભાગ તેરી દેખ તબાહી

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

અબ કિસને તેરા છીનલિયાઝરકાદુશાલા, અબકિસનેતેરાછીન લિયામુંહકા નિવાલા
અબ કિસને તેરા છીન લિયા ઘરકાકબાલા, અબકિસનેતેરા છીનલિયા સોનેકા માલા

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

વો શાહી વ મસરૂરી ગઇ આજ કહાંયાર, અબકયોંતોપડાખાકપેખોઅપની ઝબાં યાર
છોડ આયા તેરાફર્શે મુકલલલહે કહાંયાર, વો ઇઝઝતો દુશ્મન હુવો કુમતહે કહાંયાર

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

અબ કયોં નહીં પીતા હે શરાબ ઉઠકે શરાબી, અબહેવો કહાં ભુને કબાબોંકી રકાબી
ફરમાનપે જો દોડકે આતેથે શિતાબી, અબ હેં વો કહાં કયોં હે પડા તુ બખરાબી

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

વો તેરી હકુમત વો હિમાકતહેકહાં આજ, વોફખ્રતેરાઅવ્રવો જહાલતહેકહાંઆજ
વોકિબ્રોહસદબુગઝોદલાલતહેકહાં આજ, વોદવલતો હશમતવોનઝાકતહેકહાંઆજ

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

અબકયોંનહીં દેતાહે યતીમોંકોઅઝીયત, અબ કયોં નહીં હરએકકીકરતાહે મઝમ્મત
કયોં છોડદીદુનિયાકીરિફાકતવમોહબ્બત, કયોંસાથતુંલાયા નહીં યાં દવલતોહશમત

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

અબ કોન મદદગાર તેરા હોગા યહાંપર, અબ કોન છુડાવેગા તુઝે અયસે મકાંપર
અબ કોન કરે રહેમ તેરી આહો ફુગાંપર, અબકોન બજુઝ રબકે મેહેરઆં હોયહાંપર

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

અફસોસ ન કુછ તુને કોઇ નેકી કમાયા, સબ ઉમ્ર યુંહી હિર્સો હવામેંહી ગવાયા
અબ બખશે ન બખશે વોહી મુખતાર કહાયા; વાં કામ નઆવેગા કોઈ અપના પરાયા

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

નેકીકી હરેક શખ્સકો તોફીકદે યારબ, હાફિઝકી યેહી તુઝસેહે બસ અર્ઝ સદા અબ
મહેશરમેં રહે ઝેરે લિવાયે નબવી સબ, જો ઉમ્મતે અહમદ હેં ઉન્હે બખ્શ દે યારબ

સબ માલ તેરા છીન તુઝે ઘરસે નિકાલે
અવ્ર લાકે તુઝે કર ગયે જંગલકે હવાલે

જાણવું જોઇએ કે માણસ દુનિયામાં પેદા કરવામાં આવ્યો અને તેના માટે બંને જહાનની લજ્જતો અમાનત રાખવામાં આવી અને કુદરતના અસંખ્ય અને અપાર ઇનિઆમોએ આ માણસની હસ્તીને બક્ષીશો તથા મહેરબાનીઓનો મજમુઓ બનાવી દીધો છે. આ માત્ર એટલાજ સારૂ કે એક દીવસે આ માણસને મોતની કડવાસથી મળવું અને તેનાથી એકત્ર થવું છે. અને મોતના આવવાનું કારણ આ છે કે આ વાત જાહેર થઇ જાય કે માણસની શરૂઆત અને સમાપ્તિનો વચલો ભાગ જીંદગી છે તે કેવી રીતે પસાર થયો. માણસે કયાં સુધી પોતાની જીંદગીમાં તે પવિત્ર જાન અને પાક ખુદાની બક્ષીશો તથા મહેરબાનીઓના આભારમાં પોતાના નફસને કાબુમાં રાખ્યો અને પવિત્ર શરીઅતની તકલીફો ઉઠાવવામાં દુઃખો ઉઠાવ્યાં છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે કેઃ–" ખ–લ–ક–લ મવતા વલ હયાતા લે યબલો વકુમ અઇયોકુમ અહસનો અ–મ–લા. " એટલે અલ્લાહ તઆલાએ મોત અને જીંદગીને એટલા માટે પેદા કર્યા કે તે તમારાં સારાં કામો કરવા માટે અજમાયશ કરે.

હવે જે લોકો ચાંદ અને સુરજ તથા દીવસ અને રાતને જુએ છે, તે લોકો જીંદગીના ભેદને સારી પેઠે સમજી શકે છે. તે દરેકને જે સેવાઓ અલ્લાહ તઆલાએ સોંપીછે તેને ચાંદ સુરજ અને રાત દીવસ બરોબર અદા કરે છે અને છેવટ સુધી આ વસ્તુઓ પોતાના અને પોતાની હસ્તી તરફના ફાયદાઓ દુનિયા ઉપર જાહેર કરે છે.

હવે જ્યારે આ વસ્તુઓની આવી સ્થીતી છે કે તેઓમાંથી દરેક સવારથી સાંજ અને સાંજથી સવાર પોતાની ફરઝો અદા કરવામાં લીન રહે છે તો ફરી શા માટે તે માણસજાતી કે જે સર્વ કરતાં ઉત્તમ છે અને જેના માટે રાત, દીવસ, ચાંદ, સુરજ, જમીન, સમુદ્ર, જંગલ અને આબાદી ટુંકમાં એટલુંજ કે તમામ સૃષ્ટી જાહેરમાં આવી તે પોતાની ફરઝ અદા કરવાથી ગાફિલ રહે ? અને એટલુંએ ન સમજે કે જે જીંદગી થોડાજ દીવસની છે તેને બેકાર પસાર કરી દેવામાં આવે અને આખેરત કે જે હમેશા માટે

છે અને જેનો આનંદ હમેશા સુધી છે. આહ! એવી હમેશા સુધી કાયમ રહેનારી વસ્તુને તરછોડવામાં આવે એ ભારે અફસોસની જગ્યા છે.

હઝરત રસુલે અકરમ સલ૦ ઇરશાદ ફરમાવે છે કેઃ—અમારો આ વિચાર ખરો નથી કે મોત અમારા વિના બીજાઓને માટે છે. અને સાચી વાત પ્રમાણે વર્તન કરવું દરેક ઉપર ફરઝ છે અને અમારા પર નથી. આ વિચાર તદન ભુલ ભરેલો છે. મુબારક છે તે માણસ કે જેણે પોતે પોતાના એટલા ખધા એબો શોધી કાઢયા કે બીજાઓમાં એબો શોધવાનો વિચાર નાશ પામી ગયો. અને ખુશ ખબરી તથા આનંદ છે તેના માટે જેની કમાઇ પણ સારી છે અને જેનું જાહેર તથા અંતર પણ સારૂં છે. તેજ ખરો માર્ગ છે જેના ઉપર તે ચાલી રહ્યો છે અને તેજ કામ સારૂં છે જેના ઉપર કાબુ મેળવીને તે જાયઝ માલ પ્રાપ્ત કરે છે અને તેને અલ્લાહતઆલાના રસ્તામાં ખર્ચ કરે છે.

ફરી જે લોકો અલ્લાહતઆલાથી બીહે છે અને જે લોકોને જીંદગી પછી ફના થઈ જવાની ખાત્રી છે અને તે ખાત્રીની સાથે બદલાનો હિસાબ આપવાની પણ બીક લાગેલી છે. સુબ્હાનલ્લાહ તે લોકોના હકમાં અલ્લાહ પાક અને તેના હબીબે પાક સલ૦ની વાતો અને ફરમાનો એક હિદાયત હોય છે અને તે હિદાયત એવી હોય છે કે જે મનઝિલે મકસુદથી તદન નજીક કરી દે છે. નફસાની ઇચ્છાઓથી બચાવીને અલ્લાહ પાક અને તેના હબીબે પાક સલ૦ના તાબેદાર અને ફરમાબરદાર બનાવી દે છે. ફરી તે તાબેદારીનું નુરાની ફળ એ જાહેર થાય છે કે આ તાબેદારી અને પાબંદી કરનારાઓનો નબીઓ, સીદીકો, શોહદાઓ અને સાલેહીનો સાથ આપે છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

**સલ લલ્લાહો અલયહે વસલ્લમ.**

યાને જો શખ્સ હે અલ્લાહકા ફરમા બરદાર
અબ્ર હે તાબએ ફરમાને રસુલે મુખતાર
અયસા ઇનસાન મગર સાથ ઉન્હીકે હોગા
શામિલે હાલ હે જીન લોગોંકે ફઝલે મવલા
મુ રદે ફઝલ હે યાઅની વો નબીઓ સિદીક
અબ્ર હેં વો શોહોદા અબ્ર સુલોહા ખિત તેહકીક
જબ હુઈ સરવરે આલમપે યે આયત નાઝિલ
હો ગઇ આશિકે બેતાબકી તસકીનીએ દિલ

હુબ્બે મેહબુબે ઇલાહીમેં વોહ સરશાર રહા
મેહવે નઝઝારએ હુસ્ને શહે અબરાર રહા
ઝિંદગાની ભી અગર દે તો ખુદા અયસી દે
ઉલફતે રેહમતે આલમમેં જઝા અયસી દે

અને સુબહાનલ્લાહ, તે લોકો કે જેઓમાં ઈબાદત અને તાબેદારીનો શોખ છે, તે મુબારક લોકો તો દુનિયાની જીંદગીથી માત્ર એટલીજ વાત પ્રાપ્ત કરવા ચાહે છે કે જે આખેરતમાં આવે. નહીં તો માણસની અસલીયત એ કરતાં કાંઈ વધુ નથી કે તે માટીથી પેદા થયો અને એક દીવસ માટી તળે સમાઇ જશે.

અને મઆઝઅલ્લાહ ઇનસાની જીંદગીનો એ હેતુ તો છેજ નહીં કે તે માલિકુલ મુલ્ક વ મલકુત અને સરવરે આલમ સલ૦ ની નાફરમાની કરીને નફસે અમ્મારા તથા શયતાની ચાલ ચાલે, અને વાજીબાત તથા ફરાયઝની તામીલ ન કરે, અને મનાઇ કરેલી તથા મકરૂહ વાતોથી દુર ન નહાસે અને તેની ખરી રાહતના કારણ રૂપ બને, એવી બાબતો આખેરતના માટે ન હાસલ કરે. હા, ભાઈ ! માણસની જીંદગીનો કદી પણ એ હેતુ નથી, કેમકે માણસની જીંદગીનો મતલબ અને હેતુ, હરકત અને અમલ કરવા ઉપર છે અને હરકત તથા અમલનો હેતુ એજ છે કે તે ફનાની બીકમાં પસાર કરવામાં આવે અને એ બીકનો હેતુ એ છે કે, સારા કામો કરવા ઉપર હીમ્મતથી કમર કસે અને સારા કામો કરવાની ટેવ પાડે.

હઝરત રસુલે અકરમ સલ૦ની નજરમાં જીંદગીની સાથે મોતને યાદ રાખવામાં એ મસલેહત હતી કે આ રીતે દર વખતે ખુદાપાકની બીક ગાલિબ રહી શકશે. એટલા માટે આપે ફરમાવ્યું છે કેઃ—"કબરો ઉપર જતા રહો અને લેહજતોને મટાડનારી વસ્તુ કે જે મોત છે તેને અકસર યાદ કરતા રહો." સુબહાનલ્લાહ ! એની મતલબ એજ હતી કે જ્યારે મોત હમેશા યાદ રહેશે તો જીંદગીના આમાલ પણ સારા થશે.

અને સુબહાનલ્લાહ ! આપના આ ફરમાન "લેહજતો મટાડનારી વસ્તુ કે જે મોત છે તેને અકસર યાદ કરતા રહો" જેવા નુરાની કલામથી આ વાત રોશન થઇ રહી છે કે દુનિયામાં જેટલી લેહજતો છે તે એ કાબિલ નથી કે તેની પાછળ માથું કુટવામાં આવે અને તેની પાછળ પોતાની વ્હાલી અને અમુલ્ય જીંદગીને બરબાદ કરે. કેમકે દુનિયાની લેહજતોમાં આ વાત અને આ અસર રાખેલી છે કે તે મોતને ભુલાવી દે છે અને આ વાત તો

જાહેર છે કે મોતને ભુલી જવા પછી માણસ તે કામ નથી કરી શકતો કે જેના માટે તે પેદા કરવામાં આવ્યો છે.

**અલ્લાહો અકબર!** વિચારવાની જગ્યા છે કે જે જમાનામાં અરબ કોમે શરૂશરૂ ઇસ્લામનો સ્વીકાર કરવા પગલું ભર્યું ત્યારે તેમની એવી સ્થિતી હતી કે મોત તથા જીંદગી શું વસ્તુ છે તેની તેમને બિલકુલ કદર નહોતી અને જીંદગીની શી ફરજો છે તથા તે કઈ હદે પુરી થાય છે તે વાતથી તેઓ અંજાણ હતા. સ્વાદિષ્ટ ભોજનો અને રંગીન શરાબો અને સેલ સપાટા તથા જહાલત અને મગરૂરી તેમના સાધારણ કામો હતા. હવે તે લોકો થોડા દીવસોમાં માત્ર આ સાંભળીને કે "વમા યન તેકો અનિલ હવા, ઈન હુવા ઇલ્લા વહયુંય યુહા" અટલે હઝરત મોહમ્મદ સલ૦ જે કાંઇ ઇરશાદ ફરમાવે છે તે વહીથી ફરમાવે છે. આ સાંભળી તે લોકો કેવા તાબેદાર બની ગયા અને તે લોકોએ પોતાને કેવા પાકા દીનદાર સાબિત કરી દેખાડયા કે પોતે અલ્લાહ તઆલાનો ઇરશાદ તેમના સંબંધમાં એ થયો કેઃ—"રિજાલુંન લા તુલહીમ તિજારતુંવ વ લા બયઉન અન ઝિકરિલ્લાહ" એટલે તે લોકો એવા તો છે કે વ્યાપાર અને ખરીદ તથા વેચાણમાં કોઈ વસ્તુ તેમને ખુદાપાકની યાદથી ગાફિલ નથી કરતી. એજ કારણથી આપના જમાનામાં લોકોને પોતાને પોતાની જીંદગીની હકીકત એવી ખુબીથી જાહેર થઇ હતી કે તેઓ નાફરમાની કર્યા પછી પણ બનતાં સુધી એવી કોશીશ કરતા હતા કે કોઇબી રીતે આ એક નાફરમાનીના અઝાબથી આજેજ છુટકારો મળી જાય અને જેટલી તકલીફો પડવાની છે તે આ દુનિયામાંજ પડી જાય કે જેથી તેમની હમેશની જીંદગી કે જે મોતની પછી હાસલ થઇ શકે છે તેમાં કોઈ પણ ગુનાહની સજા ન મળે. જેમકે એક સહાબીયા આં હઝરત સલ૦ની સેવામાં હાજર થયા અને તેમણે કહ્યું કેઃ—"યા રસુલુલ્લાહ સલ૦ મારાથી એક ગુનાહ થઇ ગયો છે તેથી મને પાક બનાવી દો" તો આપે ફરમાવ્યુંઃ—"તવબા કરો. ઇસતિગફાર કરો," પરંતુ તે ફરી પણ કહેતી રહી કે મને પાક બનાવો. હઝરતે ફરી પણ પ્રથમની પેઠે તવબા અને ઈસતિગફાર કરવાનું ફરમાવ્યું. છેવટે તેને જ્યારે આ વાતથી સંતોષ ન થયો તો ખુલ્લે ખુલ્લું જણાવી દીધું કે વ્યભીચાર કર્યો છે અને ગર્ભ રહેલો છે. ત્યારે આં હઝરત સલ૦ એ ફરમાવ્યું કેઃ—"જ્યાં સુધી બાળક ન અવતરે ત્યાંસુધી હદ જારી થઇ શકતી નથી." આ ઉપરથી એક માણસે તેની જવાબદારી લીધી અને જ્યારે દીવસ પુરા થઇ ચુકયા અને બાળક અવતર્યું ત્યારે તે ફરી હાજર

થઇ અને હદ જારી કરવાની માંગણી કરી એટલે તે વખતે પણ આપે ઇનકાર કરતાં ફરમાવ્યું:—"હમણા બાળકનું પોષણ જરૂરી છે." પણ એક સહાબીએ બાળકના પોષણની જવાબદારી પોતાને માથે લઇલીધી તો તે સ્ત્રીને સંગસાર કરી દેવામાં આવી.

અહીં આ ઉપરથી જણાયું કે જ્યારે ઇમાન, ખુલુસ અને દ્રઢતા તથા ઇરાદો મજબુત થઇ જાય છે તો ફરી દુનિયા પોતાની બધી રોનકની સાથે બેકાર જાય છે અને અહીંની લેહજતો એ કરતાં કાંઇ વધુ મહત્તા રાખતી નથી કે તેનાથી જરૂરતના પ્રમાણે કામ લઇને માત્ર ખુદાએ પાકની યાદ સાથે પોતાને જોડી દેવામાં આવે.



## અલ્લાહ બસ બાકી હવસ

એ આસમાંકે ખાલિક એ આસમાન વાલે, દોનોં જહાંકે માલિક દોનોં જહાન વાલે
એ બે મિસ્લ વ યકતા કોનો મકાન વાલે, અરદો સમાંકે દાતા બેમિસ્લો શાન વાલે

મુસાકી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે

જબસે સુના કે જંગલ તેરા મકામે હુ હે, વીરાનીયુંમેં જબસે તેરી હી જુસ્તુજુ હે
અબ વાદીયોંમેં તેરે મિલનેકી આરઝુ હે, મકસદ હે તેરા મિલના મકસુદ ખાસ તુ હે

મુસાકી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે

તેરા નિગારખાના ગુલઝારકો સુના હે, હર શાખ પર નશેમન મેંને બના લિયા હે
હર ફુલ હર કલીમેં દિલ તુઝકો ઢુંઢતા હે, મિસ્લે શમીમ મુઝસે તુ કયોં છુપા હુવા હે

મુસાકી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે

જબસે સુના હે મેંને કાઅબેમેં તેરા ઘર હે, દર પર પડા હુવાહું ચોખટપે મેરા સર હે
મેહમિલકે દામનોંપર હરદમ મેરી નઝર હે, અસવદકી ચાદરોંપર તુ બોલ ઉઠ કિધર હે

મુસાકી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે

મેં તેરી જુસ્તુજુમેં કબતક રહુ ભટકતા, કાંટા રહે જીગરમેં કબતક યુંહી ખટકતા
આંખોંસે અશ્કે હસરત કબતક રહે ટપકતા, કબતક રહું ઇલાહી હસરતસે સર પટકતા

મુસાફી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે
પિછલે પેહેર કી ઠંડી ઓર જાંફિઝા ફિઝામેં, તારોંકી રોશનીમેં ઓર ચાંદકી ઝિયામેં
હર મતલએ સહરમેં હર સુબ્હ બા સફામેં, ખુરશીદકી કિરનમેં ઓર સાંવલી ઘટામેં
મુસાફી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે
મેં યાર તેરે જલવે સરશાર હોકે દેખું, કયફે ખુદા મિટાદું હુશિયાર હોકે દેખું
સર ઓર દિલો જીગરસે તૈયાર હોકે દેખું, હર તરહા જાં ફિદાએ અનવાર હોકે દેખું
મુસાફી તરહા એક દિન જલવા મુઝે દિખાદે
હું તાલિબે તજલ્લી બે ખુદ મુઝે બનાદે



# ગુનાહોથી પરહેજ કરવાનું બ્યાન.

જાણવું જોઇએ કે, દીનના બે ભાગ છે. એક તો મના ફરમાવેલા કામને તજી દેવું અને એક બીજી ઇતાઅત છે (ખુદાની ભક્તિ કરવી તે) મના ફરમાવેલા કામોથી બચવું એ ઘણુંજ અઘરૂં કામ છે. કેમકે, ખુદાની ઇતાઅત કરવાની તો દરેક માણુસ શક્તિ ધરાવે છે. અને શહવત એટલે હવસપર ખુદાના સચ્ચા બંદાઓ (મહાત્માઓ) સીવાય કોઈ કાબુ ધરાવી શકતો નથી. એજ માટે હઝરત નબીયે કરીમ (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું કે, મોહાજીર તે છે કે, જે બુરી વાતોને છોડી દે, અને મુજાહીદ તે છે કે, જે નફસની ખાહેશ એટલે (કામદેવ) થી લડાઈ કરે. વળી જાણવું જોઇએ કે, તું જે તારા અંગના ભાગોથી અલ્લાહની નાફરમાની કરે છે તો, તે તારી પાસે ખુદાની અમાનત તરીકે છે. હવે અલ્લાહની નેમતથી ગુનાહના કામોમાં મદદ લેવી પહેલા દરજ્જાનું નગુણાપણું છે. અને અલ્લાહના વિશાળપણામાં મોટામાં મોટી નાફરમાની અને અમાનતમાં વિશ્વાસઘાત સમાન છે. તારા અંગના ભાગો તારી રઇયત સમાન છે. માટે વિચાર કરે કે, તું કેવી રીતે તેઓની દેખરેખ રાખી શકે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તમે બધાઓ ભરવાડ જેવા છો અને તમારાથી કયામતને દીને તમારી રઇયતના સવાલ થશે. જાણવું જોઇએ કે, કયામતના મેદાનમાં તારા અંગના બધા ભાગો સરળ ભાષામાં તારી વિરૂધ સાક્ષી આપશે. અને સાક્ષો આપીને તુને જાહેર રીતે તમામ લોકોની સામે બદનામ કરશે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે દીવસો આવી લાગ્યા કે, અમો સીલ લગાડીશું તેઓના મોઢાઓપર, અને વાત કરશે તેઓના હાથ અને તેઓના પગો, તેઓની કમાણીની સાક્ષી આપશે માટે તું પોતાના તમામ અંગને બચાવે. ખાસ કરીને પોતાના અંગના સાત ભાગોને. કેમકે તેજ દોજખના સાત દરવાજા સમાન છે. અને દરેક ભાગ દરેક દરેક દરવાજા માટે લખેલો છે. અને તે દરવાજા માટે તેજ શખ્સ મુકરર છે, જે આ સાત ભાગોની મદદથી અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે અને તેનું બ્યાન નીચે મુજબ છે.

---

## અંગના સાત ભાગોની નાફરમાનીનું વર્ણન તેમાંથી પ્રથમ આંખની નાફરમાની.

**આંખ, કાન, જીભ, પેટ, શર્મગાહ, હાથ, પગ, ત્યારે આંખ એ** માટે પયદા કરવામાં આવી છે કે, તું અંધકારમાં તેની મદદથી રસ્તો શોધનાર અને તારી જરૂરત વખતે તેનાથી મદદ મેળવનાર બને. અને તેનાથી જમીન અને આસમાનની અજીબ ચીઝો અને ફરેશ્તાઓને જોનારો બને, અને તેની નીશાનીઓથી નસીહત પકડે. અને આંખને પારકી સ્રીને જોવા, ખુબસુરતને હવસથી જોવા, મુસલમાનોપર ધિક્કારથી નજર કરવા, અને તેઓની બૂરાઇઓ જાણવાથી બચે.

### (૨) કાન.

અને **કાન,** તુને અલ્લાહ તઆલાએ એ માટે પયદા કર્યા નથી કે, તું તેમને બીદઅત અથવા નીંદા, અથવા બીભિત્સ અથવા જુઠી વાતો અથવા લોકોની બૂરાઇઓ સાંભળવાના કામમાં વાપરે. પરંતુ એ માટે કાન પયદા કરવામાં આવ્યા છે કે, તેથી અલ્લાહનો કલામ અને હઝરત રસુલે મકબુલની હદીસ અને અલ્લાહના વલીઓની વાતો સાંભળે, અને ઈલ્મ હાંસીલ કરવાના પ્રતાપે પાયદાર દુન્યા અને હંમેશાંની નેમતો (બહેશ્ત)માં પહોંચે. પરંતુ અગર તું બૂરી વાતો સાંભળવા માટે કાનનો ઉપયોગ કરશે તો સવાબના બદલામાં ગુનાહ મેળવશે. અને જે તારી સફળતાનું કારણ હતું તે તારી જાન લેવાનો સબબ થઈ જશે. આ ઘણો ખોટનો સોદો છે. અને એમ સમજતો નહિ કે, ગુનાહ ફક્ત વાત કરવાવાલાજ સાથે ખાસ સંબંધ ધરાવે છે ને સાંભળવા-વાળા માટે નહિ, (તેમ તો છેજ નહી) કેમકે, હદીસ શરીફમાં લખ્યું છે કેઃ "સાંભળવાવાલો કહેવાવાલાનો ભાગીદાર થાય છે અને તેપણ બન્નેમાંથી એક નીંદાખોર છે."

### (૩) જીભ વિષે,

અને **જીભ** એ માટે પેદા કરવામામાં આવી છે કે, તું તેની મદદથી અલ્લાહ તઆલાની ઘણી યાદ કરે, અને તેની કિતાબ (કુરાને શરીફ) ને વાંચે, અને તેના રસ્તા તરફ તેના બંદાઓને દોરવે. અને તેની ઉપર પોતાની દીની અને દુન્યવી જરૂરતો જાહેર કરે. ત્યારે અગર તેં જીભનો ઉપયોગ મના કરેલી વાતોના સંબંધમાં કર્યો તો ખુદાની નેમતનું નગુણાપણું દેખાડયું. આ અંગના તમામ ભાગોના મુકાબલામાં તારી ઉપર વધારે કાબુ ધરાવે છે. અને લોકો એ જીભને પ્રતાપે દોજખમાં જઇને પડશે. માટે તું તારી

શક્તિને પ્રતાપે પોતાની જીભની ઉપર કાબુ મેળવ. જેથી તે તુને ઉંધે મસ્તકે દોજખમાં નાંખે નહિ. હદીસ શરીફમાં લખ્યું છે કે, માણસ કદી એવી વાત મોંઢામાંથી કાઢે છે કે જેથી તેના મિત્રોને હસવું આવે, તો તેના પ્રતાપે તે સીત્તેર વર્ષની દોજખના ઉંડાણમાં જઇ પડે છે. હઝરત રસુલે મકબુલ (સ૦ અ૦ સ૦) ના જમાનામાં એક શખ્સ લડાઇના મેદાનમાં શહીદ થયો, કોઇએ કહ્યું કે, મુબારક થાઓ, તેને માટે તો જન્નત છે. રસુલુલ્લાહ (સ૦) એ ફરમાવ્યું કે, તને કેવી રીતે ખબર પડી. બનવા જોગ છે કે, તેણે કોઇ બેહુદા વાત કરી હોય, અથવા બેપરવા નહી કરવાવાલી વાતના સંબંધમાં તેણે અખીલીથી કામ લીધું હોય: એ આદમના બેટા પોતાની જીભને આઠ વાતોથી બચાવ:-

## જીભને આઠ વાતોથી રોકવા વિષે.

(૧) જાણી જોઇને ઠઠ્ઠા મશકરી, જુઠું બોલવા તથા તારા નફસ (આત્મા) ને મશકરીમાં પણ જુઠું બોલવાની આદતમાં નાખતો નહી, નહીતો તારા આત્મા (નફસ) ને જાણી જોઇને જુઠું બોલવાની ટેવજ પડી જવાની. ખચિત માન કે અસત્ય (જુઠ) તમામ કબીરા ગુનાહોનું મુળ છે. પછી જ્યારે તું જુઠું બોલવા માટે મશહુર થઇ જશે, તો તારી પવિત્રતાઇ અલોપ થઇ જશે. અને તારા કહેણને કોઇ કબૂલ રાખશે નહી, અને લોકો તુંને ધિક્કાર અને નફરતની નજરથી જોવા લાગશે. અને અગર તું તારા જુઠાણાના નુકસાનો માલુમ કરવા માંગે છે તો તારા બીજાઓના જુઠપર નજર કર અને પછી જો તું તેને ધિક્કારે છે કે નહિ, તથા તેને કમીનો સમજે છે કે, નહિ? અને તેની વાત બુરી સમજે છે કે નહિ? વગેરે પોતાના તમામ એબોપર વિચાર ચલાવ, કેમકે, તુને તારી મેળે બુરાઇઓની ખબર પડશે નહી બલ્કે બીજાઓની મારફતે તેની ખબર પડશે. માટે બીજામાં જે વાતને તું ખરાબ ગણે છે, એ ઘણું જરૂરનું છે કે, તેજ વાત જ્યારે તારામાં હોય, તો બીજાઓ પણ તેને ખરાબ ગણશે, માટે તેજ બુરાઈ તું તારે માટે પસંદ કરતો નહી.

**બીજી વાત તે વચન નહી પાળવું**:-આ વાતથી હંમેશાં બચતો રહે કે તું કોઈપણ વાતનો વાયદો કરીને તે પુરો નહી કરે. બલ્કે, મુનાસીબ તો એ છે કે, તું વાતોથી નહી, બલ્કે, કામ કરી તારા ભાઇઓપર ઉપકાર કર. પછી જો તું વાયદાને માટે આતુર છે, તો, વચન તોડવાથી બચતો રહે. પરંતુ લાચારી અને અગત્યના કામને સબબે અગર વચન પાળી નહી શકાય તો તું લાચાર છે. પણ વચન નહી પાળવું એ વાત નીફાક અને ઉધતાઈની

નીશાની સમાન છે અને નબીયે કરીમ (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું છે કે, જે શખ્સમાં ત્રણ વાતો હોય તે મુનાફીક છે ભલે પછી તે નમાઝ રોઝો પણ કેમ નહી અદા કરતો હોય? (૧) જ્યારે વાત કરે તો જુઠું બોલે (૨) વાયદો કરી પુરો કરે નહી, (૩) અને જ્યારે તેની પાસે કોઇ અનામત સોંપવામાં આવે તો વિશ્વાસઘાત કરે.

**ત્રીજી વાત જબાનને નીંદાથી બચાવવું**:—નીંદા ઘણી ખરાબ ચીજ છે. હદીસ શરીફમાં લખ્યું છે કે, નીંદા તે છે કે, (દાખલા તરીકે) તું કોઈની વાત કરે, જે સાંભળી મજકુર શખ્સને ખરાબ લાગે. નીંદા કરવાવાલો ઝાલીમ છે, ભલે પછી તે સાચુંએ કેમ ન બોલે. ગીબત (નીંદા) થી દુર રહેવા માટે અલ્લાહ તઆલાનું એ ફરમાન પુરતું છે કે, (તમે એક બીજાની નીંદા કરતા નહીં, ભલા કોઇપણ તમારામાંથી (આ વાત પસંદ કરે છે કે, તે પોતાના મુરદાર ભાઈનું માંસ ખાય? ખચિતજ તમે એને બુરૂંજ સમજો છો.) જુઓ અલ્લાહ તઆલાએ નીંદાની સરખામણી મુરદાર માંસ ખાવા સાથે કરીછે, માટે તમને જોઈએ કે, તેનાથી બચો, અને મુસલમાનોની નીંદાથી બાઝ રહો. એક વાતનો તમને ખાસ ખીઆલ કરવો જોઇએ; તે એ કે, પોતાના નફસ (આત્મા) પર વિચાર ચલાવે કે, ભલા તારામાં કોઈ નીંદા છુપી, અથવા ખુલ્લી છે અને તું છુપી રીતે અથવા જાહેરમાં કોઇ ગુનાહને આધીન થયો છે? જ્યારે તું પોતાના આત્માની આ વાતની પીછાણ કરી લેશે, તો, સમજી જશે કે, તેની આજેઝી તે પાકીઝગીના મુકાબલામાં જેથી તું મજકુર શખ્સને સંબંધ ધરાવતો કહે છે તારીજ આજેઝી જેવી છે. અને તેની આજીઝી (નમનતાઇ) તારી આજીઝી જેવી. જેવી રીતે તું તારી બદનામી અને અયબો જાહેર કરવાને બુરૂં સમજે છે, તેમજ તે પણ સમજે છે. માટે અગર તું તેની વાતો છુપાવશે, તો ખુદા તારી અયબો છુપાવશે અને અગર તું તેને બદનામ કરશે, તો અલ્લાહ આ દુન્યામાં તીખી જબાનવાલાઓને તારી (નીંદા કરવા માટે) મુકરર કરશે, જેઓ તારી આબરૂને ધુળધાણી કરશે પછી અલ્લાહ તઆલા કયામતમાં તુને બધાઓની સામે રૂસવા કરશે અને અગર તું પોતાના જાહેર અને બાતીનને જોશે અને તેમાં તુને દીન અને દુન્યાનું કોઇ નુકશાન જણાય નહિ, તો તારે જાણવું જોઇએ કે પોતાના આત્માથી તારી અજ્ઞાનતા એટલે અજાણ થવું એ મોટામાં મોટી બેવકુફી છે, અને બેવકુફી કરતાં વધારે મોટી કોઈ એબ નથી. અગર અલ્લાહ તઆલા તારી ભલાઇ ચાહતે, તો, તારા આત્માની એબોથી તુને

વાકિફ કરતે પછી તારૂં તારા આત્માને આનંદ સાથે જોવું એ હદ બહારની બેવકુફી અને અજ્ઞાનતા છે. અગર તું તારા વિચાર પ્રમાણે ખરો છે, તો તે માટે અલ્લાહનો શુક્ર કર, બીજાઓની બુરાઇ કરતો નહી, અને તેમની આબરૂ પર ડાઘ લગાડી તેને ખરાબ કરતો નહી, કેમકે, એ મોટામાં મોટી અયબ છે.

**ચોથી વાત જાહેરદારી.** (ખોટો દેખાવ) અને લડાઇ અને લોકોથી વાતચીત કરવામાં ઝગડો કરવો અને તેની અજ્ઞાનતા સાબીત કરવી અને તેને તાના મારવા અને પોતાનીજ અકલમંદી અને ઇલ્મની તારીફ કરવી અને પોતાને સ્વચ્છ જાહેર કરવું એ વાતો સમાઈ જાય છે.

જાણવું જોઇએ કે ઝગડાઓ વિગેરે તે આરામમાં ખલલ નાખનારા છે. કેમકે જ્યારે તું કોઈ બેવકુફથી ઝગડો કરશે, તો તે તુને દુઃખ દેશે અને જ્યારે તું કોઇ નરમ સ્વભાવવાલાથી ઝગડશે, તો, તે તારાથી દુશમનાઇ અને કીનો ધરાવશે.

આ વાત મુનાસીબ નથી કે, શયતાન તુને ધોકો આપે અને કહે કે, ખરી વાત જાહેર કરી દે અને તેમાં આનાકાની કરતો નહી, કેમકે, શયતાન હમેશા બેવકુફને નેકીના વખતે દંગો કરવા માટે ભડકાવે છે માટે તું શયતાનના ઠઠ્ઠાનું કારણ બનતો નહી કે, તે તારાથી મશકરી કરે. ખરી વાત જાહેર કરવી એવાજ શખ્સ માટે સારી છે, જે, તેને માન્ય રાખે. અને તે વાત એક ભલું ઇચ્છનાર તરીકે છુપી રીતે હોવી જોઇએ ઝગડા તરીકે તો નહીજ! કેમકે બોધ (નસીહત) કરવાની પણ એક રીત છે અને તેમાં નરમાઇથી કામ લેવાની જરૂરત છે. નહીતો તે નસીહત—ફઝીહત (બદનામી) થી બદલાઇ જશે અને તેનો બગાડો સુધારા કરતાં વધી જશે માટે એવા ઝગડા કરવાવાલા લોકોથી એવી રીતે નહાસ કે જેવી રીતે તું વાઘથી નહાસે છે! જાણવું જોઇએ કે, ઝગડવું એ ખુદા અને મખલુકના ગુસ્સે થવાનું કારણ છે.

**પાંચમી વાત આત્મા (નફ્સ) ની સ્વચ્છતા છેઃ**—અલ્લાહ તઆલા ફરમાવે છે કે, (તમે તમારા આત્માઓને સ્વચ્છ (કરવાની કોશિશ) કરો. નહિતો અલ્લાહ તઆલા પરહેઝગારોને સારી રીતે જાણે છે. એક શખ્સે કોઈ વિદ્વાનથી પુછયું કે, ખરાબ સત્યતા એટલે શું? જવાબમાં તેણે કહ્યું કે, પોતાના આત્માની તારીફ કરવી તે! તું તેની આદત નાખવાથી બચજે. અને જાણી લે કે, આ વાત તારા દરજાને લોકોની સામે ઘટાડી દેશે અને ખુદાના ગુસ્સાનું કારણ થઇ પડશે માટે જ્યારે તું તારા આત્માની તારીફ પીછાણવાનો ઇરાદો કરે, તો પોતાની કીમત લોકોની સામે વધારતો નહી.

અને જ્યારે તારા જમાનાવાલાઓ પોતાની વડાઇ, ઇઝ્ઝત અને ધન દોલતના સબબે પોતાનીજ તારીફ કરે, તો, તેઓને તું તારા દિલમાં કેવા બુરા સમજે છે અને કેવું તુને ખરાબ લાગે છે. વળી જ્યારે તું તેઓથી છુટો પડે છે તો, આ વાત માટે કેવી રીતે તું તેઓની બુરાઇ કરે છે માટે જાણવું જોઈએ કે, જ્યારે તું તેઓની સામે પોતાના દિલની સ્વચ્છતા જાહેર કરશે તેઓ તેઓ તે વખતે તુને દિલમાં બુરૂં સમજશે, અને તારાથી છુટા પડવા પછી તેઓ જબાનોથી આ વાત જાહેર કરશે.

**છઠ્ઠી વાત લાનત કરવી છેઃ—**જાણવું જોઇએ કે, કયામતને દીવસે તારાથી એ વાત પુછવામાં આવશે નહી કે, તેં ફલાણા શખ્સને કેમ લાનત કરી નહી, અને ચુપ કેમ રહ્યો. બલ્કે, અગર તેં તમામ ઉમર પણ શયતાનને લાનત કરી નથી, અને પોતાની જીભને તેમાં મશગુલ રાખી નથી તોપણ કયામતને દીવસે તે માટે તારાથી કંઇપણ સવાલ અને માંગણી થશે નહી. અને જ્યારે તેં ખુદાના બંદાઓમાંથી કોઇની ઉપર લાનત કરી તો, તેને માટે તારાથી પૂછવામાં આવશે, અને ખુદાની પેદા કરેલી કોઇ ચીઝને બુરાઇની સાથે યાદ કરો નહિ. બેશક હઝરત પયગમ્બર ( સ૦ અ૦ સ૦ ) એ કદીપણ બુરા ખાણાની બુરાઇ કરી નથી બલ્કે અગર દીલ ચાહતું, તો નોશ ફરમાવતા, નહીંતો તેને છોડી દેતા હતા.

**સાતમી વાત બંદાઓ પર બદદોઆ કરવી છેઃ—**પોતાની જબાનને કોઈ પર બદદોઆ કરવાથી બચાવ. અગર કોઇ તારી ઉપર ઝુલ્મ કરે, તો તેને ખુદાને સોંપીદે. **હદીસ શરીફ**માં લખ્યું છે કે, મઝલુમ ( જેની ઉપર ઝુલ્મ થયો હોય તે ) ઝાલીમ માટે બદ દોઆ કરીને તેનો બંગ-(બદલો) વાળી લેછે પછી ઝાલીમ માટે કંઇ બચી રહે છે, જેનો બદલો કયામતના દીવસે કરવામાં આવશે.

**આઠમી વાત લોકોની મશ્કરી ઠઠ્ઠા છેઃ—**માટે તું તારી જબાનને જાણી જોઇને એવી બેહુદા વાતથી બચાવજે. કેમકે, આ વાતો આબરૂ અને મોભાની પડતી લાવે છે. આ વાત દીવાનાપણાને નઝદીક કરનારી, દીલોને દુઃખવનારી અને ઝગડા ક્રોધ (ગુસ્સો) અને સંબંધ છુટો કરાવનારી છે. આ વાતો દીલોમાં કમીનાપણાના બી વાવે છે. માટે તું કોઇથી મઝાક કરતો નહી અને અગર તારાથી કોઈ મશકરી કરે, તો તેમનો જબાબ આપતો નહીં અને તેઓથી બચીને ચાલ, અહીં સુધી કે, તેઓ (મઝાક છોડી) કોઇ બીજી બાબતનો વિચાર કરવા લાગે. તું એવા લોકોમાંથી બનજે કે, તેઓ જ્યારે

કોઇ વાહીયાત તરફથી પસાર થાય છે, તો, મહેરબાન બની જાય છે. આ બધી જીભનીજ આફતો છે, અને તુને તેમનાથી બચાવનારી ચીજ એકાંતવાસ છે, તથા જરૂર પ્રમાણે હંમેશાંની ખામોશી છે! હઝરત અબુબકર (રદી૦) પોતાના મોંઢાને જરૂરત વગર વાત કરવાથી એવી રીતે અટકાવતા હતા કે, તેમાં કાંકરા મુકી લેતા હતા. અને પોતાની જીભ તરફ ઇશારો કરીને ફરમાવતા હતા કે, એનેજ મને તમામ મુસીબતોમાં નાંખી છે. એનાથી બચતો રહેજે કેમકે, દુન્યા અને દીનમાં તારી બરબાદીનું કારણ એજ થઈ પડશે.

## (૪) પેટ.

હવે રહ્યું પેટઃ—તું તેને હરામના અને શકભરેલા ખોરાકથી બચાવ. અને હલાલ રોજી માંગવાની ઇચ્છા ધરાવનારો બનાવ. અને જ્યારે તે રોજી તુને મળે, તો, એવી કોશીશ કર કે, તું પેટ ભરી ખાય નહીં કેમકે, પેટ ભરીને ખાવું દિલને સખ્ત અને બુદ્ધિને બરબાદ કરે છે, તથા યાદ શકિતને બાતીલ અને ઇબાદતથી બાઝ રાખે છે. શેહવતને ઉત્તેજન આપે છે અને શેતાનના લશ્કરને મદદ કરે છે. અને જ્યારે હલાલ રોજીથી પેટ ભરવું, એ અનીતીઓ ને ફસાદોનું મુળ છે તો પછી હરામની તો વાતજ શું કરવી? હલાલ રોજી કમાવવી એ દરેક માણસની ફરઝ છે. ઇબાદત અને ઇલ્મ હાંસીલ કરવું એ હરામ રોજી મેળવવાને કારણે નાપાકપણાનો પાયો નાંખે છે. અગર તેં આખા વરસમાં ખાદીના એક પહેરણ અને સારી તરકારીઓની મઝા ભોગવવાને ત્યાગ કર્યો અને રાત દીવસમાં છાણ્યા વગરના આટાની બે રોટલીઓ પર સંતોષ પકડયો તો, તુને હલાલ રોજી તારી જરૂર જેટલી તુને મોહતાજ રાખશે નહી. અને હલાલ રોજી ઘણી છે. બાતેનની વાતોની ખાત્રી કરવી તુને લાઝીમ નથી. બલ્કે તુને એ વાત લાજીમ છે કે, જે ચીઝના હરામ થવા સંબંધી તુને ખબર હોય, તેનાથી બચે, અથવા તો કોઇ એવી નીશાની તુને માલુમ હોય કે, જેના સબબે તે હરામ છે, એવો સંભવ હોય, તોપણ તેનાથી બચજે. હલાલનું જ્ઞાન અને તે મેળવવાની કોશિસ દરેક મુસલમાનપર પાંચ વખતની નમાઝની માફક ફરઝ છે.

## (૫) શરમગાહની.

**અને શરમગાહ ( છુપી ઇંદ્રી )** :—તેને તું ખુદાએ હરામ કરેલી ચીઝોથી બચાવ અને એવો બનીજા, જેમ અલ્લાહ તઆલા ફરમાવે છે કે, ( અને તેઓ કે, જે પોતાની શરમની જગાઓનો બચાવ કરે છે પોતાની બીઓ અથવા પોતાના માલ ઉપરાંત તેઓ [ઠપકાને પાત્ર નથી ) અને ત્યાં

સુધી તું પોતાની શર્મગાહનો બચાવ કરી શકશે નહી, જ્યાં સુધી આંખને જોવા, દિલને ચીંતા, અને પેટને શક ભરેલા ખાવા, અને ભરવાથી બચાવશે નહીં, કેમકે આ ચીઝો કામ (શહવત) ને ઉશકેરનારી અને તેના બી ઉગાડનારી છે.

## (૬) બન્ને હાથની.

**અને તારા બન્ને હાથઃ**—તેઓને કોઈ મુસલમાનના મારવાથી અટકાવી રાખ, **તેથી** હરામ ચીઝને અડકતો નહિ. તેથી **અલ્લાહના** કોઇ બંદાને સતાવતો નહી. તેથી કોઇ અમાનતમાં વિશ્વાસઘાત કરતો નહિ. **તેથી** કોઇ એવી વાત લખતો નહી જેનું બોલવું દુરૂસ્ત નથી. કેમકે, **કલમ** બે જીભોમાંથી એક છે, જે વાતથી જબાનને બચાવવું **વાજીબ છે,** તેનાથી કલમને બચાવવું પણ જરૂરનું **છે.**

## (૭) બન્ને પગની.

**અને બન્ને** પગઃ—તેમને હરામ કામો તરફ ચાલવાથી **બચાવ. તુને** લાઝીમ છે કે, ઉપર વર્ણવેલી વાતોથી પોતાના અંગના ભાગોને **બચાવે.** તે ભાગોના કામો દીલના ગુણોથી જાહેર થાય છે. માટે તું **અગર તે ભાગોને** બચાવવા ચાહે છે, તો તારે માટે દીલની સ્વચ્છતા લાઝીમ છે, **તેજ** અંદરની પરહેઝગારી છે અને દિલ માંસનો એક ટુકડો છે. જ્યારે તે દુરસ્ત થાય છે, તો તમામ અંગ દરૂસ્ત થઇ જાય છે માટે તેના સુધારવા પાછળ મશગુલ થઇ જા. જેથી કરીને તેના પ્રતાપે અંગના તમામ ભાગો સુધરી જાય.



## દિલના ગુનાહોનું બ્યાન.

**જાણવું જોઈએ** કે, દિલના ખરાબ ગુણો ઘણા છે અને અવગુણોથી દિલને પાક કરવું ઘણું મુશકિલ છે. તેના ઈલાજની ઢબ ઘણી ઉંડી છે. લોકોની ગફલત અને દુનીયાની વાહીયાત વાતોમાં મશગુલ થવાને લીધે તેનું જ્ઞાન અને કાર્ય બિલકુલ અલોપ થઈ ગયાં છે. એનું તફસીલવાર બ્યાન તો મોટી મોટી બીજી કિતાબોમાં છે પરંતુ અમે તુને દિલના ત્રણ દુરગુણોથી વાકિફ કરીએ છીએ. તું તેઓથી બચતો રહે, કેમકે તે દુરગુણો ઘણા નાશકારકછે અને બધી બુરાઇઓના મુળ સમાન છે, અને તે (૧) **અદેખાઈ,** (૨) **જાહેરદારી,** અને (૩) **મગરૂરી** છે. તું તારા દિલને એ બદીઓથી પાક કરવાની કોશીશ કર.

### (૧) અદેખાઈ વિષે.

હ૦ નબીએ કરીમ (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું છે કે, ત્રણ ચીજો નાશકારક છે. "શહ" બખીલાઇ જેની તાબેદારી કરવામાં આવે. "ખાહેશ" જેની તાબેદારી થાય. અને ત્રીજી વાત "આપવડાઇ" છે. પણ અદેખાઈ બખીલાઇની એક શાખ છે કેમકે બખીલ તે શખ્સ કહેવાય છે, જે, પોતાના કબજાની ચીજો બીજાને લેવા દે નહી. અને "શહીહ" તે માણસને કહે છે, જે અલ્લાહની ને'મતોને તેના બંદાઓથી દુર રાખે, તો, "શહ" બખીલાઇ કરતાં પણ બદતર છે. અદેખો તે શખ્સ કહેવાય છે કે, જેને ખુદાની બખ્શીસોને તે પોતાના ખજાનામાંથી કોઇને આપે છે તે ભારી પડે. પછી તે ઇલ્મ હોય કે, ધન હોય, અથવા લોકપ્રિયતા અથવા કોઈ બીજો આનંદ. તેને એ ચીજો એટલી તો ભારી પડે છે કે, તે બીજામાં તેમની પડતી ઇચ્છે છે. તો જો કે, ભલે તેની તે ઇચ્છા પાર નહી પડે. આ હદ બહારનું કમીનાપણું છે. એજ માટે હઝરત નબીયે અકરમ (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું કે, અદેખાઇ, નેકીઓને એવી રીતે ખાઇ જાય છે, જેવી રીતે આગ લાકડીને ખાઇ જાય છે; અને બદી સિવાય તેને કંઇપણ મળતું નથી. એ ઉપરથી એક અદેખાની હિકાયત શીખામણ લેવા કાબીલ છે.

## એક કમનસીબ અદેખાની હિકાયત.

એક દરવેશ એક બાદશાહની પાસે જયા કરતા હતા. બાદશાહ તેઓની સોબતથી ઘણોજ ખુશી થતો હતો. બાદશાહની પાસે તેમનો આ દરજ્જો જોઇ એક અદેખા શખ્સને સખ્ત બળાપો પેદા થયો. તે એજ વિચાર કર્યા કરતો કે, કોઇ તદબીર એવી કરવી જોઇએ કે, બાદશાહની નઝરમાં મજકુર દરવેશનું માન કમ થઈ જાય. એક દિવસ આ અદેખા શખ્સે બાદશાહને કહ્યું કે, ફલાણો દરવેશ જે હુઝુરની પાસે બેસવાનું માન ધરાવે છે, તે મારાથી ફરમાવતા હતા કે, બાદશાહના મોઢામાં દુરગંધ આવે છે અને તેઓની પાસે જઇને બેસી શકાતું નથી. આ સાંભળીને બાદશાહને બેહદ રંજ થયો.

આ અદેખા શખ્સે એક તરફ તો બાદશાહને એવી રીતે ભડકાવ્યો, અને બીજી બાજુ મજકુર દરવેશની દાવત કરી અને દાવતમાં પીઆજ, લસન વગેરે ચીઝો ખવાડી, જેને લીધે મોઢામાં વાસ આવવાનો સંભવ હોય. તે બિચારા ભોળા દરવેશ આ તમામ ચીજો ખાઇને બાદશાહની હઝુરમાં પહોંચ્યા. બાદશાહે આઝમાએશ કરવા માટે તેઓને વધારે નઝદીક આવવાની આજ્ઞા કરી. જ્યારે તેઓએ જોયું કે, બાદશાહ વધારે નઝદીકથી વાતો કરવા માંગે છે, તો એવા ખિયાલથી કે, તેઓએ પીઆજ અને લસન ખાધાં છે, રખેને બાદશાહને ખરાબ વાસ આવે, જેથી પોતાના મોંઢાપર હાથ મુકયો. બાદશાહને તો પહેલાંથીજ આ વાતનો ખ્યાલ હતો. ફક્ત આઝમાએશ કરવા માંગતો હતો. દરવેશના એમ કરવાથી તેને પુરતી ખાત્રી થઇ ગઇ કે, આ દરવેશ મારા મોંઢાની દુરગંધને લીધે પોતાનું નાક બંધ કરે છે, માટે મજકુર માણસનું કહેવું ખરૂં હતું. જરૂર આ દરવેશે મારા મોંહની દુરગંધની વાત પેલા માણસને કહી હશે.

પછી બાદશાહે પોતાના એક અધિકારીને જે ત્યાંથી દુર હતો, એક ચીઠી આ પ્રમાણે લખી કે, " આ ચીઠી લાવનારને કતલ કરો. અહીં તેમ કરવું ચોકસ કારણસર મુનાસિબ હતું નહી " પછી તે ચીઠી અથવા તેઓનાજ કતલનું શાહી ફરમાન બાદશાહે મજકુર દરવેશને આપીને કહ્યું કે, ફલાણા અમલદાર પાસે જાઓ, તે તમને ઘણું ઈનામ આપશે, અને એજ મેં એમાં લખ્યું છે.

જ્યારે તે દરવેશ સાહેબ રૂકકો લઇને ચાલ્યા, તો, પેલો કમબખ્ત અદેખો માણસ જે દરવખત તેઓની તાકમાંજ રહેતો હતો, તેઓને મલ્યો

અને પુછયું કેઃ—"આ શું છે?" દરવેશે કહ્યું કેઃ—"બાદશાહે મને આ ઇનામની ચીઠી આપી છે કે ફલાણા અમલદારને દેખાડીને તેની પાસેથી રૂપિઆ લઇ લઉં." આ સાંભળી પેલો અદેખો વધારે ગમગીન થઇ, પોતાના દિલમાં કહેવા લાગ્યો કે, હું તો એઓની બરબાદીની યોજનાઓ શોધું છું, તેથી ઉલટુંજ એઓની આબાદીનાં સાધનો ભેગાં થતાં જાય છે. આ વિચાર આવતાંજ તેઓની ખુશામદ કરવા લાગ્યો કે, આપ તો અલ્લાહવાલા ફકીર છો, રૂપિઆ લઈ આપ શું કરશો ? આ ચીઠી મને આપી દો, હું એ રૂપિયા વસુલ કરી લઇશ. દરવેશે જરાપણ આનાકાની વગર તે ચીઠી પેલા અદેખા માણસને આપી દીધી. તે તેને લઇને ખુશ થતો થતો બાદશાહના અધિકારી પાસે પહોંચ્યો અને ચીઠી તેને આપી ઇનામની આશામાં શોભ્યો.

અમલદારે બાદશાહની ચીઠી વાંચી કહ્યું કે, એમાં બાદશાહ સલામત મને એવો હુકમ ફરમાવે છે કે, આ ચીઠી લાવનારનું માથું મારે ઉરાડી દેવું, માટે તમે બાદશાહનો હુકમ પુરો કરવા માટે તરતજ તઈયાર થઇ જાઓ. હવે તો આ અદેખો શખ્સ ઘણોજ ગભરાયો, અને કહેવા લાગ્યો કે, આ ચીઠી તો બાદશાહે એક દરવેશને આપી હતી; અને તેની પાસેથી મેં માંગી લીધી, માટે તેનું માથું કપાવું જોઇએ, અને બાદશાહની એજ મતલબ છે. મારા માથાની બાદશાહને ગરજ નથી, હું નિર્દોષ છું, તમે કેમ મારો જાન લેઓ છો ? અમલદારે જવાબ આપ્યો કે, બાદશાહનો હુકમ વધુ તપાસ માટે હું ફેરવી પણ શકતો નથી, અને તેના પાળવામાં વિલંબ પણ લગાડી શકતો નથી. એટલું કહી તેણે પેલા અદેખા માણસનું માથું ઉરાડી દેવાનો હુકમ આપ્યો.

બીજે દીવસે હંમેશ મુજબ મજકુર દરવેશ બાદશાહની સેવામાં હાજિર થયા. બાદશાહ અજબ થયો અને પુછયું કે, પેલી ચીઠી કોને આપી ? ત્યારે મજકુર દરવેશે સઘળી ખરી હકીકત કંઇપણ છુપાવ્યા વગર જાહેર કરી દીધી; જે સાંભળી બાદશાહ પેલા અદેખાના ફરેબ આપવા માટે અને પોતાની ભુલ માટે સખત પશેમાન થયો. અદેખાને પોતાના બુરા કામોનો બદલો મળી ચુકયો હોવાને સબબે હવે તેને શીક્ષા કરવાની ફીકર નકામી હતી. પણ બાદશાહનો અકીદો હવે દરવેશ પ્રત્યે વધારે થઈ ગયો કે, આ શખ્સ ઘણોજ પવિત્ર માણસ છે. તે તેને પહેલાં કરતાં વધારે માન આપવા લાગ્યો. અદેખાઇ તે વખત સુધી પોતાનું કામ કરતીજ રહે છે જ્યાંસુધી અદેખાઇ કરનાર અથવા જેની અદેખાઇ કરવામાં આવે, એ બન્નેમાંથી એક મરી

નહી જાય. અદેખાનો રંજ વગર કારણનો અને તેની શત્રુતા ( દુશ્મની ) કુદરતી હોય છે. અદેખાના દિલમાં હંમેશા એક કયામત ઉઠયા કરે છે. જેની દોજખ અથવા બહેશ્ત તેના મરવા પછીજ મળશે. અદેખાઇ એક મોટી બલા છે. અલ્લાહ દરેક મુસલમાનને તેનાથી બચાવે.

અદેખો એવા અઝાબમાં છે કે, તેને માટે ઇલાજ નથી. તે દુન્યામાં હંમેશા અઝાબમાં ગીરફતાર છે. દેમકે, દુન્યામાં કદી એવો વખત આવતોજ નથી કે, જ્યારે અલ્લાહ તેના જમાનાના બીજાઓ, અને તેના ઓળખીતાઓમાંથી કોઇને પણ ઇલ્મ અથવા ધન અથવા માનઅકરામની બખ્શીશ કરતો નહી હોય, માટે એવો શખ્સ મરતાં સુધી હંમેશા અઝાબમાં ગિરફતાર રહે છે. વળી આખેરતનો અઝાબ ઘણોજ કઠણ અને મોટો છે. બંદો ત્યાંસુધી ઇમાનની હકીકત સુધી પહોંચી શકતો નથી કે જ્યાંસુધી તે પોતાના મુસલમાન ભાઈ માટે પણ તેજ વાત પસંદ નહી કરે જે તે પોતાને માટે પસંદ કરે છે. બલકે, જોઇએ તો એ કે, તેઓની ખુશી અને રંજમાં ભાગ લે. માટે સઘળા મુસલમાનો એક ભીંતની મીસાલ છે, જેમાં એક બીજાને સહાય કરે છે અને એક અંગની માફક છે કે, જ્યારે એક ભાગ દુઃખી હોય છે, તો, બાકીના ભાગો પણ દુઃખી થઈ જાય છે. માટે અગર તું તારા દિલમાં એ લાગણી જુએ નહી, તો, તુને પોતાના નાશ થવાની તદબીરમાં મશગુલ રહેવું ઘણુંજ અવશ્યનું છે. અમુક પ્રકારની અજીબ વાતો જાણવાને દુશ્મનાઈની વિદ્યા જાણવા કરતાં પણ વધારે અગત્યનું છે.

## (૨) ખોટો દેખાવ ( રયાકારી ) વિષે.

ખોટો દેખાવ (રીયાકારી) એક છુપો શીર્ક–અને એ બે શિરકોમાંથી એક છે અને તે એ કે, તું લોકોના દિલોમાં માન અને મરતબો પયદા કરે જેના પ્રતાપે ઇઝ્ઝત અને ઉન્નતી મેળવે. અને ઉન્નતી એક એવી ખાહેશ છે કે, જેની પેરવી કરવામાં આવે છે, અને જેના સબબથી ઘણા લોકો બરબાદ થયા. લોકોની બરબાદીનું કારણ લોકજ થયા છે. અગર લોકો અસલ હાલતના સંબંધમાં ઇન્સાફથી કામ લે, તો તેઓને માલમ પડે કે, તેઓના ઘણાં ઇલ્મો અને ઇબાદતો બલ્કે, તેઓના હમેશાના કાર્યો–તે કરવા માટે તેઓને ખોટો દેખાવ (રીયાકારીજ) ઉશ્કેરે છે. અને તેજ રીયાકારી તેમના તે કામોને બરબાદ કરે છે. જેવું કે, હદીસ શરીફમાં લખ્યું છે કે, એક શહીદને કયામતને દીને દોજખમાં નાંખવાનો હુકમ આપવામાં આવશે. તે અરજ કરશે કે, અય પરવરદીગાર હું તો તારા માર્ગમાં શહીદ થયો. અલ્લાહ

તઆલા તેને જવાબ આપશે કે, પણ તારો ઇરાદો તો શહીદ થવામાં એજ હતો કે, લોકો તુને બહાદુર સમજે. તેઓ તુને એમજ સમજ્યા અને તારો સવાબ તુને મળી ગયો. આ મુકામે સદર હદીસ પુરેપુરી વાચકોને લાભ થાય તે સારૂ નકલ કરી દઉં છું.

**હદીસ શરીફ.** હઝરત અબુ હુરયરા (રદી૦) એ રિવાયત કરી છે કે, હઝરતે ફરમાવ્યું કે, ખચિતજ જે શખ્સે સચ્ચાઇ વગર કામ કર્યું તેમાંથી પહેલો શખ્સ જેના સંબંધી કંઈ હુકમ કરવામાં આવશે, તે તે શખ્સ છે, જે અલ્લાહના માર્ગમાં માર્યો ગયો હોય. જ્યારે તે હિસાબને માટે તેને અલ્લાહની હઝુરમાં લાવવામાં આવશે, તો અલ્લાહ તઆલાએ તેને જે નેઅ્મત આપી હતી તેને સમજીને તેનો ઇકરાર કરશે. પછી અલ્લાહ તઆલા તેનાથી પુછશે કે, તેં જે કામ કર્યું તે કહે ? તેં મારી નેઅ્મતના કેવી રીતે શુક્રાના અદા કર્યા ? પછી તે શખ્સ જવાબ આપશે કે, હું અહીં સુધી તારા રસ્તામાં કફરોથી લડયો કે, શહીદ થઇ ગયો. અલ્લાહ તઆલા ફરમાવશે કે, તું જુઠું બોલે છે, તું મારી ખુશી માટે લડયો નથી, પરંતુ એ માટે લડયો કે લોકો તુને શુરો અને બહાદુર કહે. તેજ પ્રમાણે તું જાણીતો થયો એટલે દુન્યામાં લોકો તુને બહાદુર કહી ચુકયા, તેની મજુરી તુને મળી ગઇ, એટલે તુને ખુશી હાસિલ થઈ. પછી હુકમ મળશે કે, તેને ઉંધે મસ્તકે ઘસડવામાં આવે અહીં સુધી કે તે દોજખમાં નાખવામાં આવશે.

**બીજો.**—તે શખ્સ જેણે તે વિદ્યા ભણી અને ભણાવી–કુરાન શરીફ પઢયું તે દરબારમાં લાવવામાં આવશે, અલ્લાહ તેને પોતાની નેઅ્મતો બતલાવશે. તે તેમનો સ્વીકાર કરશે, પછી અલ્લાહતઆલા સવાલ કરશે કે, તેં મજકુર બક્ષીશોનો કેવો ઉપયોગ કર્યો એટલે કેવી રીતે તે નેઅ્મતોના શુક્રાના કર્યા ? તે શખ્સ જવાબ આપશે કે મેં વિદ્યા ભણી અને બીજાઓને ભણાવી અને તારે માટે મેં કુરાન શરીફ પઢાવ્યું, અલ્લાહ કહેશે કે તું જુઠો છે. આ કામ તેં સચ્ચાઇ સાથે મારી ખુશી માટે કર્યું નથી પરંતુ તેં ઇલ્મ એજ માટે શીખ્યું કે, લોકો તુને વિદ્વાન કહે અને કુરાન એ માટે પઢયું કે, લોકો તુને કારી કહે એટલે તે કામોને લીધે તુને માન મળે અને મરતબો વધે અને ફાયદો હાસીલ થાય. ત્યારે તેમજ થયું એટલે લોકોએ તારી વડાઈ કરી અને તુને માન આપ્યું એટલે તારી મજુરી તુને મળી ગઈ. પછી હુકમ આપવામાં આવશે કે; એને ઉંધે મસ્તકે ઘસડી લઇ જાઓ. તેજ પ્રમાણે ફરેશતાઓ તેને લઇ જઇ દોજખમાં નાંખી દેશે.

**ત્રીજો**—તે શખ્સ હશે જેની ઉપર અલ્લાહે રોજી વિશાળ કરી એટલે તેને શ્રીમંત બનાવ્યો અને દરેક માલ તેને આપ્યો. તે પણ અલ્લાહના દરબારમાં લાવવામાં આવશે. ખુદા તેને પોતાની નેઅ્મતોની યાદ આપશે જેનો તે સ્વીકાર કરશે પછી અલ્લાહ તેનાથી પુછશે કે, મજકુર નેઅ્મતોનું શું કર્યું, એટલે કેવી રીતે શુકાના અદા કર્યા. તે શખ્સ જવાબ આપશે કે, જે માર્ગમાં તારી ખુશી હતી તે રસ્તામાં મેં ખર્ચ કર્યું. અલ્લાહ ફરમાવશે કે, તું જુઠો છે. તેં એજ માટે કામ કર્યા કે, લોકો તુને સખી કહે, તારા ગુણ ગાય. હવે તેઓ તેમ કહી ચુકયા. તુને દુન્યામાં તેનો બદલો મળી ચુકયો. પછી હુકમ આપવામાં આવશે કે, તેને ઉંધે મસ્તકે ઘસડી લઇ જઈ દોજખમાં નાંખો.

આ હદીસ ઉપરથી એ વાત પુરવાર થઇ કે દેખાવને માટે જે પણ કામ કરવામાં આવશે તે મોહબત અને સત્ય વગર અલ્લાહની જનાબમાં હરગીઝ મનજુર રાખવામાં આવશે નહી પછી ભલે હઝારો તરેહથી કોઇ નેક કામ કરે અને લોકોને ફાયદો પહોંચાડે, પણ તે કબુલ રાખવામાં આવશે નહિ.

## (૩) મગરૂરી વિષે.

આપવડાઇ, મગરૂરી અને ગર્વ એ ઘણી સખત બીમારી છે અને તે એ કે, બંદો પોતાને માનની નઝરે અને બીજાઓને અપમાન અને ધિક્કારની નઝરથી જુએ અને તેનું પરિણામ એ કે, જબાનથી કહે કે, " હું "–જેવું કે, મરદુદ શયતાને કહ્યું હતું ( હું આદમથી બહેતર છું કેમકે, મને તેં આગથી ઉત્પન્ન કર્યો અને આદમને મટોડીથી પયદા કર્યો ) અને તેનું ફળ મંડળો અને મજલિસોમાં ઉંચાઇ અને આગેવાની અને વાતચીતમાં પ્રમુખપદ મેળવવું એવું નીકળે છે. અને તેના કલામનો રદીઓ આપવામાં આવે, એ વાતથી ઇન્કાર કરવાનું છે. અને જે શખ્સ પોતાને ખુદાના બંદાઓથી બેહતર સમજે તે અભિમાની છે. બલ્કે, એ વાત તને જાણવી જોઇએ કે, બેહતર તેજ છે, જે કિયામતના દીવસે ખુદાની નઝદીક સારો હોય અને આ વાત ગયબ અને સમાપ્ત ( ખાતેમહ ) પર આધાર રાખે છે. માટે તું તારા દીલમાં એવો ખ્યાલ કરતો નહી કે, હું બીજાઓથી બેહતર છું. આ સરાસર અજ્ઞાનતા અને બેવકુફી છે. તારે માટે મુનાસીબ તો એ છે કે, તું જેને જુએ તેને પોતાના કરતાં બેહેતર સમજે અને પોતાની ઉપર તેને સર્વોપરીપણું આપે. અગર તું તારાથી નાહનાને જુએ તો તુને કહેવું જોઇએ કે, બેશક એણે અલ્લાહની નાફરમાની કરી નથી, અને મેં કરી છે, માટે તે

મારાથી બેહેતર છે. અને અગર તું તારાથી મોટી ઉમરવાલાને જુએ તો તુને કહેવું જોઇએ કે, આ પહેલાથી અલ્લાહની ઇબાદત કરતો હોવાને સબબે બેશક મારાથી બેહતર છે. અગર તું વિદ્વાન (આલિમ) ને જૂએ તો તારે કહેવું જોઇએ કે, એને ખુદાએ તે ચીઝ આપી છે જે મારી પાસે નથી જેથી એવા રૂતબાપર પહોંચ્યો છે કે, હું પહોંચ્યો નથી અને જે વાત હું જાણતો નથી તે એ જાણે છે, ત્યારે હું કેવી રીતે તેના જેવો થઈ શકું છુ. અગર કોઈ જાહિલ (અજ્ઞાન) છે તો તેને માટે તારે કહેવું જોઇએ કે; એણે અજ્ઞાનતાના સબબે અલ્લાહની નાફરમાની કરી છે અને મેં જાણી જોઇને, માટે મારી ઉપર તો પુરેપુરી ખુદાની હુજ્જત (દલીલ) છે. અને મને માલુમ નથી કે, મારી સમાપ્તિ (ખાતેમો) કેવી રીતે અને એનું પરિણામ કેવી રીતે આવે. અને કાફરના સંબંધમાં તારે કહેવું કે; કોણ જાણે અગર એ મુસલમાન થઈ જાય અને સારાં કામો કરતાં એનું છેવટ આવે અને ઇસ્લામના સબબે તે એવી રીતે ગુનાહોમાંથી બહાર નિકળી આવે જેવી રીતે આટાથી બાલ બાહેર આવી જાય છે. હવે રહયો હું—તો (અલ્લાહ બચાવે!) બનવા જોગ છે કે, અલ્લાહ મને ગુમરાહ કરી કાફર બનાવી દે, અને મારી સમાપ્તી બુરા કામપર હોય તો કયામતના રોજે એ તો અલ્લાહતઆલાની નઝદીકવાલાઓમાંથી હશે અને હું તે લોકોમાંથી હોઇશ કે જેઓપર અઝાબ (શ્રાપ) નાઝિલ કરવામાં આવશે. આ તરીકાથી કામ લેવા સિવાય તારા દિલમાંથી ગર્વ દુર થવાનો નથી કે, મોટો તેજ છે જે અલ્લાહની નઝદીક મોટો હોય અને આ વાત કોનું છેવટ કેવું આવે છે તે ઉપર આધાર રાખે છે અને છેવટ માટે શક રહે છે. માટે છેવટ (પરિણામ) ની બ્હીક તુને આ વાતથી અટકાવી દેશે. જેના પરિણામના સંબંધમાં શક હોય તે માટે અલ્લાહના બંદાઓથી મગરૂરી દેખાડે. તારૂ યકીન અને ઇમાન તારી ભવિષ્યની ધારણાઓ નહિ બદલાઇ જાય એવું તો કાંઈ છેજ નહિ. કેમકે અલ્લાહ તઆલા દિલોની ઉથલપાથલ કરનારો છે. તે જેને મરજીમાં આવે છે, સીધો માર્ગ દેખાડે છે અને તેની મરજીમાં આવે તેને આડે માર્ગે દોરવે છે. અહંકાર, મગરૂરી, ખોટા દેખાવ, અને ગર્વને માટે અસંખ્ય હદીસો છે. તેઓમાંથી તારે માટે એકજ સંપુર્ણ હદીસ બસ છે.

## મજકુર ત્રણ કુટેવો બદલ શિખામણ લેવા જોગ એક હદીસ.

ઇબનુલ મુબારક (ર૦ અ૦) એ પોતાની સનદોના આધારે એક શખ્સના સંબંધમાં રિવાયત કરી છે કે, તેણે મઆઝ (ર૦ અ૦) થી કહ્યું

કે, આપ મને કોઇ હદીસ સંભળાવો કે, જે આપે હઝરત નબીયે કરીમ (સ૦ અ૦ સ૦) થી સાંભળી હોય. રાવી બયાન કરે છે; કે મઆઝ (ર૦અ૦) એટલા રડયા કે, હું વિચારમાં પડયો કે, હવે તેઓ રડવાથી ચુપ થશેજ નહિ. પછી કહ્યું કે, મેં હઝરત (સ૦ અ૦ સ૦) થી સાંભળ્યું કે, તેઓ ફરમાવતા હતા કે, અય મઆઝ હું તારાથી એક એવી હદીસ બયાન કરૂં છું કે, અગર તેં તેને યાદ કરી લીધી, તો અલ્લાહને ત્યાં તુંને ફાયદો પહોંચાડશે અને અગર તેં તેને ખોહી દીધી અને સંભાળ નહી રાખી તો, કયામતને દિને અલ્લાહને ત્યાં તારી હુજ્જત કપાઇ જશે ને કંઈ ચાલશે નહી. અય મઆઝ બેશક અલ્લાહતઆલાએ આસમાન અને જમીન પેદા કરવાની અગાઉ સાત ફરેશતાઓ પયદા કર્યા. અને તે સાતોમાં દરેકની ઉપર એક ફરેશ્તો દરબાન તરીકે મુકરર કર્યો. કિરામન, કાતેબીન સહવારથી સાંજ સુધીના બંદાના કાર્યો, જે સુર્યની રોશનીની માફક ચળકે છે તે લઇને પહેલા આસમાનપર ચઢે છે. જો કે તેઓ તેમને મોટી સંખ્યાના અને પાક ધારે છે, છતાં દરબાન ફરેશ્તો કિરામન કાતેબીનથી કહે છે કે આ કામો તેના કરનારાનાજ મોંઢાપર જઇને ફેંકી આવો. હું **ગીબત** (નીંદા) નો ફરેશ્તો છું. મને અલ્લાહ તરફથી એવો હુકમ મળ્યો છે કે લોકોની નિંદા કરનારાઓના કાર્યોને આગળ વધવા દેવાં નહી. હઝરતે (સ૦ અ૦ સ૦) ફરમાવ્યું કે એ પછી કિરામન કાતેબીન બંદાના તે નેક કામો જે તેઓની ધારણા પ્રમાણે પાક અને સંખ્યાબંધ હોય છે, લઇને ઉપર ચઢી બીજા આસમાનપર પહોંચે છે. તો ત્યાંનો દરબાન કહે છે કે અહીંજ થોભી જાઓ અને આ કામો તેના કરનારના મોંઢા પર ફેંકો. આ કામ કરી તે માણસે દુન્યાઇ માલ મેળવવાની ધારણા રાખી હતી અને અલ્લાહનો હુકમ છે કે આ કામોને મારે આગળ વધવા દેવાં નહી. કેમકે આ શખ્સ મજલિસોમાં લોકોની સામે આપ વડાઈ કરતો હતો અને હું એ કામનો ફરેશ્તો છું. પછી હઝરત (સ૦ અ૦ વ૦) એ ફરમાવ્યું કે કિરામન કાતેબીન બંદાના કામો લઇને ઉપર જાય છે, જે અજવાળાની માફક પ્રકાશિત હોય છે. તે ખયરાત, નમાઝ, રોઝા હોય છે જે કિરામન કાતેબીનને ઘણાજ સારા લાગે છે. તેઓ ત્રીજા આકાશપર પહોંચે છે ત્યારે ત્યાંનો રખેવાળ કહે છે કે થોભી જાઓ અને આ કામ તે કામ કરનારના મોંઢાપર ફેંકો. હું મગરૂરીનો ફરેશ્તો છું. મને અલ્લાહનો હુકમ છે કે આ કાર્યોને આગળ વધવા દઉં નહિ કેમકે આ શખ્સ સભાઓમાં લોકોની સામે મગરૂરી દેખાડયા કરતો હતો.

પછી હઝરત ( સ૦ અ૦ સ૦ ) એ ફરમાવ્યું કે પછી કિરામન કાતેબીન બંદાના કામો જેવાં કે તસ્બીહ, નમાઝ, રોઝા, હજ, ઉમરા વગેરે લઇને ઉપર ચઢે છે. તે કામો પ્રકાશિત સીતારાની માફક ઝળકતા હોય છે અને ગુંજતા હોય છે. અહીં સુધી કે જ્યારે ચોથા આસમાનપર પહોંચે છે તો ત્યાંનો દારોગો કહે છે કે થોભી જાઓ અને આ કામો તેના કરનારના મોંઢા અને પેટપર ફેંકો. હું ગર્વનો ફરેશ્તો છું. ખુદાનો મને હુકમ મળ્યો છે કે આ કામોને આગળ વધવા દઉં નહી. કેમકે આ શખ્સ કામ કરીને તેમાં ગર્વ મેળવી દેતો હતો.

હઝરત ( સ૦ અ૦ સ૦ ) એ ફરમાવ્યું કે હવે કિરામન કાતેબીન બંદાના કામો લઈ પાંચમા આકાશ પર ચઢે છે. તે કાર્યો એવી વરરાણી (અરૂસ) ની માફક સુંદર હોય છે, જે પહેલી રાતે પોતાના વર પાસે જાય છે. ત્યાંનો રખેવાળ કહે છે કે થોભી જાઓ અને આ કામો તેનાજ મોંઢાપર મારો અને તેનાજ ખભાપર મુકી આવો. હું અદેખાઇનો ફરેશ્તો છું. આ શખ્સ વિદ્યા સંપાદન કરવા અને પોતાનાજ જેવા કામ કરવાવાળાઓ ઉપર અદેખાઇ કરતો હતો અને જે લોકો સારી હાલતમાં હતા તેઓની પણ અદેખાઈ કરતો અને લોકોની બુરાઇઓ શોધતો હતો. મને અલ્લાહનો હુકમ છે કે એના કામો આગળ વધે નહી.

હઝરતે ફરમાવ્યું કે બંદાના કામો એટલે નમાઝ, ઝકાત, હજ, ઉમરા, જિહાદ, રોઝા વગેરે જે ચંદ્રની માફક ઝળકતા હોય છે, ફરેશ્તાઓ તે લઇને છઠ્ઠા આકાશપર પહોંચે છે. ત્યાંનો રખેવાળ કહે છે કે થોભો અને આ કામો તેના મોંઢાપર ફેંકો. કેમકે આ અલ્લાહના તે બંદાઓપર કંઈ દયા કરતો હતો નહિ. બલ્કે જેઓ કોઈ આફત અથવા બીમારીમાં સપડાતા હતા તે જોઇ અથવા સાંભળી ખુશ થતો હતો. હું દયાનો ફરેશ્તો છું. મને અલ્લાહનો હુકમ છે કે એના કામોને આગળ વધવા દઉં નહી.

હઝરતે ફરમાવ્યું કે કિરામન કાતેબીન બંદાના કામો એટલે નમાઝ, રોઝા, રોઝી, પરહેઝગારી જેમનો આવાઝ મધમાખ જેવો અને ઝળકાટ સુર્યના પ્રકાશ જેવો હશે. ત્રણ હઝાર ફરેશ્તાઓ સાથે લઇને સાતમા આકાશપર પહોંચશે. ત્યાંના ફરેશ્તા કહેશે, કે આ કામ કરનારના મોંઢાપર ફેંકો અને તેના દિલપર તાળું મારી દીઓ. કેમકે, જે કામ અલ્લાહને માટે નહી કર્યા હોય તેમને હું આગળ જતાં અટકાવું છું. એની પોતાના કામોમાં અલ્લાહ ઉપરાંત બીજી ધારણા એ હતી કે, એ ધર્મગુરૂમાં વડપણ,

ઉલમાઓમાં ઇજ્જત અને દેશોમાં નામના ચાહતો હતો. મને અલ્લાહનો હુકમ છે કે, એના કામોને આગળ વધવા દઉં નહિ, કેમકે જે કામ ખુદાને માટે નહિ હોય તે ખોટા દેખાવ સમાન છે. ખુદા જુઠો દેખાવ કરનારના કામો કબુલ રાખતો નથી.

હઝરત (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું કે, કિરામન કાતેબીન સાત હજાર ફરેશ્તાઓ સહીત બંદાના કામો એટલે નમાઝ, ઝકાત, રોઝા, હજ, ઉમરા, સભ્યતા, ખામોશી, ખુદાની યાદ વગેરે લઇને ઉપર ચઢે છે. અહીં સુધી કે, તેઓ તમામ પરદાઓથી પસાર થઇ અલ્લાહની હઝુરમાં હાજર થઈ, તેના નેક કામો અને સચ્ચાઈની સાક્ષી આપે છે. ખુદા ફરમાવશે કે, તમે બંદાના કામો લખવાવાળા છો, અને હું તેઓના દિલનો રખેવાલ છું. આ કામ તેણે મારે માટે નહિ, બલ્કે બીજા માટે કર્યું છે તેની ઉપર મારો ફિટકાર છે. બધા ફરેશ્તાઓ કહે છે કે, એની ઉપર તારી અને અમારી લાનત થાઓ. એવી રીતે તેની ઉપર સાતો આસમાનના ફરેશ્તાઓ લાનત કરે છે.

હઝરત મઆઝ (રદી.) આ સાંભળીને રડવા લાગ્યા અને કહ્યું કે, યા રસુલુલ્લાહ ! આપ અલ્લાહના રસુલ છો અને હું મુઆઝ–મારો છુટકારો અને મુક્તિ કેવી રીતે થશે. હઝરત (સ૦) એ ફરમાવ્યું કે, મારી પેયરવી કર, ભલે પછી તારા કામોમાં ખામી હોય. હે મઆઝ ! પોતાની ઝબાનને પોતાના ભાઇની નુકતેચીનીથી અટકાવ કે, કુરાન શરીફનો હાફિઝ હોય. પોતાના પાપોનો ભાર પોતાના આત્માની ઉપર ચઢાવ અને નહિ કે, બીજાઓપર. પોતાના આત્માને સ્વચ્છ કરી તેની બુરાઇ કરતો નહિ. પોતાના આત્માને બીજાઓપર સરસાઇ આપતો નહિ. દુન્યાના કામોને આકેબતના કામો સાથે ભેલી નાંખતો નહિ. મજલિસ (સભા) માં લોકો તારાથી ડરે એ તકબ્બુરી દેખાડતો નહી. જ્યારે તારી પાસે કોઇ હોય તો બીજાના કાનમાં હળવેથી કંઇ વાત કરતો નહી. લોકોની ઉપર મોટાઈ મેળવવાની ઇચ્છા રાખતો નહિ નહી તો તારાથી દુન્યા અને આખેરતની ભલાઇ દુર થઈ જશે. તાણામેણાથી લોકોની છેડતી શોધતો નહિ, નહિ તો કયામતના દીવસે દોઝખના કુતરાઓ તુને ચીરી ફાડી નાંખશે.

અય મઆઝ ! તું જાણે છે કે, તે શું છે ? મઆઝ (રદી૦) એ અરજ કરી કે, યા રસુલુલ્લાહ ! મારા માબાપ આપની ઉપર કુરબાન થાએ, તે શું છે ? ફરમાવ્યું કે, તે દોઝખના કુતરાઓ છે, જેઓ હાડકાંઓમાંથી માંસ

છુટો કરે છે. મઆઝ (રદી૦) એ પુછયું કે, યા રસુલુલ્લાહ મારા માબાપ આપપર ફીદા થાઓ. આ ખસલતોની કોણ તાકાત ધરાવે છે અને અઝાબથી મુકિત મેળવી શકે છે. ફરમાવ્યું કે મઆઝ! જેની ઉપર ખુદા આસાન કરી દે, તેને માટે સહેલું છે. ખાલિદ બીન માદાન (રદી૦) ફરમાવે છે કે આ હદીસના સબબથી મઆઝ (રદી૦) કલામે મજીદની જેટલી તિલાવત ફરમાવતા તેટલી તિલાવત કરતા મેં કોઇને જોયા નથી.

હવે તારે જાણવું જોઇએ કે આ ત્રણે બુરી ખસલતો દિલની બુરાઈઓની માતાઓ છે. અને તેના ઉત્પન્ન થવાનું એકજ કારણ, તે દુન્યાની મોહબ્બત છે. માટે રસુલે કરીમ (સ૦ અ૦ સ૦) એ ફરમાવ્યું કે દુન્યાની મોહબ્બત દરેક પાપનું મૂળ છે અને આ પણ ફરમાવ્યું છે કે દુન્યા આખેરતની ખેતી છે. તેથી જેણે દુન્યામાં જરૂરી જેટલું મેળવી આખેરતની મદદ બનાવી તેના ભાગમાં આખેરતની ખેતી છે અને જેને દુન્યાથી મોજમઝા ઉડાવવાનો ખ્યાલ છે તો તેને તે હલાક કરનારી છે. જ્યારે ઉપરની લખેલી બુરી ખસલતોથી તું પાક થઇ જશે તો તારૂં દિલ પરહેજગારીથી આબાદ થઈ જશે. તે વખતે તે પરદો જે તારી અને ખુદાની વચ્ચે છે તે બધો ઉઠી જશે અને ખુદાની મારફતનો પ્રકાશ જાહેર થઇ જશે અને જ્ઞાનના ઝરાઓ હૃદયમાં વહેવા લાગશે અને ફરીશતાઓના ભેદો તારી ઉપર જાહેર થઇ જશે. હવે તારી મરજીમાં આવે તેવું કામ કર કેમકે દુન્યાજેને દીનના પ્રતાપે મેળવવા માંગે છે, તે તુને સલામતીથી મળી શકશે નહીં અને આખેરતની દોલતથી પણ મહરૂમ રહીશ. માટે હે મારા મિત્રો! જ્યાંસુધી તમો મઅરેફતની શરાબથી (મજકુર કુટેવોને કાઢી ) રંગાઈ જશો નહી ત્યાં સુધી ખુદાની મારેફતનું નૂર તમને હાસેલ થઇ શકશે નહી.

## માસિવા ઇસ્કે નહીં ઇસ્કી દવા.

દીલકે કાનોંસે ઝરા સુંન યેહ બ્યાં
યાને જીસ્સે રાઝે મખ્ફી હો અયાં
એક તો હે ઇલ્મે ઝાહિર મર્દ઼ી
દુસ્રાહે ઇલ્મે બાતીન બિલ યકીં
ઇલ્મે ઝાહિરકો તુ કર દીલકા રફીક
રૂહકા કર ઇલ્મે બાતીનકો શફીક

જબ ખુલે યેહ સિર્રે હક્ક તુઝપર પિસર
ઇલ્મે બાતીનસે ઝરા હો બા ખબર
ગરચે ઝાહિર ઇલ્મ હાસીલ હો અઝીઝ
પર ન હો બે ઇલ્મે બાતીન કુચ્છ તમીઝ
યેહ હેં દોનો ઇલ્મ મિસ્લે જાનો તન
એક બીન દોનોં હોં નાકિસ જાને મન
જાં બગેર અઝ જિસ્મ કબ પકડે કરાર
જિસ્મ હોં બેજાં ખરાબ અય દીલ ફિગાર
જો ન જાને ઈસ્કો હક હે હક્કસે દુર
યેહ હે તફ્સીલે શરીયત ઝીશુઉર
ઈલ્મે ઝાહિર ઓર બાતીનસે પિસર
શરએ અહમદ હે મુરક્કબ સર બસર
એક જાં હે એક તન અય બા નસીબ
જાનોં તન બેઝીસ્ત કબ હોવે હબીબ
શીરઓ દોનોંસે મુરક્કબ અય ફ્તા
માસિવા ઇસ્કે નહીં મર્દે ખુદા
જો કે મુન્કીર એકસેભી હે હબીબ
વોહ હુવા દોનોસે મુન્કીર બેનસીબ
એકભી ગર તર્ક હો તુઝસે પિસર
દીને હક્કસે કુચ્છ નહો તુઝકો ખબર
જીસ્કો ઝાહિરહો મગર બાતીન ન હો
ઉસ્ને અપની ઉમ્ર દી નાહકમે ખો
ઇલ્મે ઝાહિર હે સબબ બાતીન્કા દોસ્ત
ઈલ્મે બાતીન મગઝ ઉસ્કા વો હે પોસ્ત
ઇલ્મે ઝાહિરસે હો બસ ઝાહિર દુરૂસ્ત
ઇલ્મે બાતિનસે હો દીલ ચાલાકો ચુસ્ત
લેક હે ઇખ્લાસે દીલ શર્ત અય પિસર
કુચ્છ નહો ઇખ્લાસ બીન હરગીઝ અસર

કિયું કે દુશ્મન તેરે અન્દર હે કવી
યેહ ન જાવે બેખુલુસ અય મુત્તકી
દુર કરતાહે ઇસે ઇશ્કે ખુદા
મા સિવા ઈશ્કે નહી ઇશ્કી દવા
ઇશ્ક અફલાતુનો જાલી નુસ હે
યેહ દવાએ નખ્વતો નામુસ હે
ઈશ્ક હે આબેહયાત અય બેખબર
ગર ન હે યેહ મોત હે ફીર સર બસર
જીસ્ને ઈશ્કા એકભી કતરા પીયા
વોહ મસીહાકી તરહ જીતા રહા
ઇશ્ક ડાલે ઝર્રહ પર ગર એકતાબ
દેખ્કર બેતાબ હોવે આફતાબ
ઇશ્કકા પરતવ પડા જીસ ખાકપર
ખાક વોહ ઉડતી હે ફીર અફલાકપર
ઇશ્કે હકકસે સબ મરઝ હોતે હેં દુર
યાદ રખ ઈસ બાતકો અય ઝીશઉર



## ખુદાપાકની સોહબતના આદાબ.

જાણવું જોઇએ કે તારો તે સાથી જે તારાથી ઘરમાં, સફરમાં, સુતામાં અને જાગૃતી બલકે જીંદગી અને મોતમાં તારાથો કદી છુટો પડતો નથી તે તારો પરવરદીગાર અને માલીક છે. તું જ્યારે પણ તેની યાદ કરે તે તારો સાથી છે. કેમકે અલ્લાહતઆલા ફરમાવે છે કે જે કોઇ મને યાદ કરે છે હું તેનો સાથી બનું છું અને જ્યારે તારૂં દીલ દીનની ખામીઓમાં ગમગીન થઇને તુટી જાય છે, ત્યારે પણ તે તારો મદદગાર અને સાથી છે. માટે અલ્લાહતઆલા ફરમાવે છે કે જેઓના દીલ મારે માટે તુટેલાં હોય છે, હું તેઓની પાસે હોઉં છું. અગર તુને તેનું જ્ઞાન સંપુર્ણ રીતે થઇ ગયું, તો તું તેને તારો મિત્ર બનાવી લે, અને દુન્યાને એક કોરે છોડી દે. અગર હરવખત તું એ વાતની તાકાત ધરાવતો નહી હોય તો રાત અને દીવસમાં તુને એક ચોક્કસ વખત એવો ફાજલ પાડવો જોઇએ કે જેમાં તું પોતાના માલેકની સાથ એકાંતે રહી, તેનાથી દુઆ કરી, આનંદ મેળવી શકે. તે વખતે તુને અલ્લાહ તઆલાના અદબો શીખવાની જરૂર છે અને તે આ છે. માથું ઝુકાવી રાખવું, આંખો નીચી રાખવી, હિમ્મતથી કામ લેવું, હંમેશાં ચુપ રહેવું, ઇંદ્રિયોને શાંત રાખવી, હુકમ બજાવી લાવવામાં જલદી કરવી, ખુદાની મના કરેલી ચીઝોનો ત્યાગ કરવો, અલ્લાહની જીકર અને તેના ધ્યાનમાં મશગુલ રહેવું, સત્યને અસત્યપર સરસાઇ આપવી, દુન્યાથી આશા રાખવી નહી, મોભાની સાથે નમનતાઇથી કામ લેવું, લજ્જાની સાથે સાલેસાઇથી વર્તવું, સારી ચીઝના જ્ઞાનથી અલ્લાહની મહેરબાનીપર ભરોસો કરવો. આ તમામ નિયમો રાત અને દિવસ તારા પોષણ સમાન હોવા જોઇયે. કેમકે, આ તે પવિત્ર ઝાતના નિયમો છે જે હમેશાં તારી સાથે છે. ત્યારે દુન્યા કેટલેક વખતે તારાથી છુટી પડી જાય છે, અને અગર તું આલિમ છે તો ઇલ્મના ૧૭ નિયમો છે. (૧) મુસીબતની બરદાશ્ત કરવી (૨) સહનશિળતાની અગત્યતા (૩) દબદબાની સાથે માનથી નીચું માથું કરી બેસવું (૪) લોકો સાથે મગરૂરીથી કામ લેવાથી બચવું પરંતુ અગર તે જાલીમોને જુલમથી ડરાવવા માટે હોય તો બસ (૫) મહફિલો અને મજલિસોમાં નમનતાઇ ધારણ કરવી (૬) હંસી અને ઠઠ્ઠાનો ત્યાગ કરવો (૭) નિરાધારથીથી નરમાસથી

સલુક કરવી (૮) અવિચારી કામોનો બદલો લેવામાં વાર લગાડવી (૯) કમ સમજવાલાને નસીહતથી ગુસ્સો તથા તકબબુરી છોડી સુધારવું (૧૦) માંગનાર સાથે હિમ્મતથી કામ લેવું (૧૧) ઓછી સમજવાલાને સારી નસીહત અને ગુસ્સો છોડી સુધારવું (૧૨) મગરૂરી તજવી (એટલે એમ કહેવું કે, હું કંઇ જાણતો નથી) (૧૩) માંગનારાની તરફ હિમ્મત દેખાડવી (૧૪) માંગનારના સવાલને સમજવું (૧૫) દલીલ કબુલ કરી લેવી (૧૬) બેહુદા વાતથી પાછું ફરવું અને સત્યવાત માન્ય રાખવી (૧૭) તકદીરપર નુકતેચીની કરવી નહી. જે લોકો તકદીરને તદબીર વિષે આપસમાં વાદવિવાદ ચલાવતા રહે છે તેમના સારૂ ખાસ કરીને અને સામાન્ય રીતે સૌને લાભ પહોંચે તે હેતુથી આશ્ચર્ય પમાડે એવી એક હિકાયત લખી આ બ્યાનને ખતમ કરૂં છું.

## હિકાયત.

### ( તકદીર અને તદબીર બાબત. )

એક શખ્સ ઘણોજ ગરીબ હતો. એક દીવસે તેની પરણેતરે ભૂખ અને ફાકાઓથી કાયર થઇને કહ્યું કે, તમે જાઓ અને કેડેથી કંઇ મહેનત મજુરી કરીને કંઇ ખાવાનું લઇ આવો. બેશક ખુદા રોજીનો આપનાર તો છે પણ મહેનત અને કોશિશ પણ અવશ્યની છે. એમ બેઠાં બેઠાં ખાવાનું આવી જશે નહી. તે બાપડો મજુરોના બેસવાના ઠેકાણા પર જઇને બેઠો, બદનસીબીથી ત્યાં પણ તેને કંઇ મજુરી મલી નહિ, લાચાર થઈ ભીખ માંગવા માટે તઈયાર થઇ ગયો, તેમાં પણ તેને કંઇ મળ્યું નહી, અને કંઇ વળ્યું નહી. નાચાર થઇને તેણે વિચાર કર્યો કે, એવા જીવવાથી તો મરવું સારૂં. આ વિચાર દિલમાં લાવી, તે દરીયામાં ડુબી મરવા માટે ચાલ્યો. લોગજોગે દરીયાના કિનારા પર તદબીર અને તકદીર બન્ને ઇનસાની રૂપમાં ઉભી રહી, પોતપોતાના વખાણ કરી રહી હતી, અને દરેક એકબીજાની ઉપર પોતાને સરસાઇ આપવાની કોસિશ કરી રહી હતી. તદબીર કહે કે હું મોટી તો તકદીર કહે હું! એવામાં આ ગરીબ માણસ ત્યાં પહોંચ્યો તો, તેઓએ તેના આપઘાત કરવાની મકસદ જાણી તેનો હાલ પૂછયો. આ ગરીબ શખ્સે પોતાની ગરીબાઈ, સ્ત્રીની નારાજી વગેરેનો એહવાલ તમામ બયાન કર્યો. હવે તે બંને જણીઓમાં તકરાર તો ચાલીજ રહી હતી, માટે તેઓ એવા ઠરાવ ઉપર આવી કે, આવો આપણે બન્ને એનીજ ઉપર પોતપોતાની કમાલ અજમાવીએ અને એવી રીતે બન્નેની પરિક્ષા થઇ જશે કે કોણનો દરજ્જો

વધારે છે. આ યોજના ઘડી તદબીર આગળ વધી, અને પેલા ડુબતા માણુસને ડુબતાં અટકાવી કહ્યું કે, હું તને એક મોતીની માળા આપું છું તેથી તું પોતાનું ગુજરાન ચલાવ. પેલો ગરીબ શખ્સ એક અજાણ્યા માણસ પાસેથી એક એવી કીમતી ચીજ મેળવી ઘણોજ ખુશ થયો, અને દિલમાં કહેવા લાગ્યો કે, વાહ હવે તો ઘણીજ મજાહ છે. આ તો ઘણીજ કીમતી ચીજ છે, અને મારી તો શું બલ્કે, મારી સાત પેઢીની ગરીબાઇ દુર કરવા માટે પુરતી છે. આમ કહી પોતાના મુરબ્બીનો આભાર માની, હાર લઈ ઘર તરફ ચાલ્યો. થોડુંક ચાલવા પછી એવો ખિયાલ પેદા થયો કે, ધુળથી ભરેલી સડકો પર ચાલતાં અને ભીખ માંગતાં માંગતાં મારા હાથ પગ ધુળથી ખરડાયલા છે, માટે હાથ મોઢું ધોઇ, નહાઇ પછી ઘેર જાઉં કે મારી સુરત તો હાર વેચવાવાલાઓ જેવી દેખાવા લાગે.

મતલબ કે ત્યાંથી થોડીક દુર જઈ, તેજ દરીયામાં નહાવાના ઇરાદાથી દાખલ થયો. માળા દરીયાનેજ કિનારે મુકી દીધી. હવે જ્યારે એ પોતાના નહાવા ધોવાના કામમાં લાગેલો હતો તેવામાં ભોગજોગે એક માછલી દરીયામાંથી બહાર આવી અને મજકુર હાર ગળીને પાછી દરીયામાં ચાલી ગઇ. આ જોઇને તે બીચારો ગરીબ ઘણોજ પરેશાન થયો અને ન્હાવું ધોવું સઘળું ભુલી અફસોસ કરતો, અને પોતાના કિસ્મતપર વિલાપ ( અફસોસ ) કરતો ઘેર આવીને પોતાની સ્ત્રી આગળ તમામ હકીકત કહી સંભળાવી. પણ તે એવી અસાધારણ વાત જે એક ચમત્કાર સમાન હતી, કબુલ કેવી રીતે કરવાની હતી! તેણીએ એને બે ચાર વાતો સંભળાવી. તે ભુખથી કાયર થઇ રહી હતી. જ્યારે બીજો દીવસ થયો, તો સ્ત્રીના બુરા ભલા કહેવાથી ફરીથી તે મજુરી કરવા માટે ઘેરથી બહાર નિકળ્યો પણ પહેલા દીવસની માફક તેને નિરાશાજ મળી. પછી તે આપઘાતના ઈરાદાથી તેજ દરિયાપર પહોંચ્યો. તદબીરે તેને એ કામથી ફરી અટકાવ્યો, અને પુછયું કે મેં તુને જે માળા આપી હતી તે, તેં કયાં ફેંકી દીધી ? બીચારાએ સઘળી હકીકત કહી સંભળાવી. હવે તદબીરે ફરીથી તેનો જાન બચાવવાની તદબીર કરી, તે એ કે, એક હીરો તેને આપીને કહ્યું કે, હવે એને રસ્તામાં કોઈપણ ઠેકાણે ઉઘાડતો નહિ, સીધો ઘેરજ લઇ જજે. ગરીબ માણસ મુઠીમાં તે લાલ (હીરો) લઇ ખુશખુશ ઘેર તરફ રવાના થયો. જ્યારે દરવાજાપર પહોંચ્યો તો તે તેને બંધ જણાયો; તેણે દરવાજો ઠોકયો. હજી તો ને ઉઘડે છે એટલામાં આ શખ્સ મુઠી ઉઘાડીને પેલા "લાલ" (હીરા) ને જોવા લાગ્યો.

ભોગજોગે ત્યાં એક ચીલ ઉડતી ઉડતી આવી, અને તે લાલને માંસનો કકડો સમજી, લઇને ઉડી ગઈ. આ હાલત જોઇ આ બીચારો "**હાય મારો લાલ**" કહી ચુપ થઇ ગયો. એટલામાં દરવાજો ઉઘડયો. પોતાની બીબીથી તેણે તમામ દાસ્તાન કહી સંભળાવ્યું. પછી તે બુરૂં ભલું કહેવા લાગી. બીચારા ગરીબે કહ્યું; ભલા, હવે તો જે થયું તે થયું પણ ખુદાને વાસ્તે કાલે દરવાજો બંધ કરી લેતી નહી. ત્રીજે દીવસે પાછા પહેલાજ બનાવ અનુક્રમે બન્યા. પરિણામમાં પાછો તે ગરીબ માણસ તેજ દરિયાપર પહોંચ્યો. તદબીરે તેનાથી લાલની હકીકત સાંભળી, હવે એક હઝાર રૂપિઆની કોથળી તેને આપી અને તેની સંભાળ લેવાની સાધારણ નસીહતો કર્યા પછી તેને રૂખસત કર્યો. જ્યારે ઘેર પહોંચ્યો, તો દરવાજો તો એને ખુલ્લો મળ્યો, પણ ઘરવાલી પડોશમાં રોટલી માટે કોઇને ત્યાં ગઇ હતી. તેણે ઉતાવળને ઉતાવળમાં રૂપિયાની કોથળી ચુલામાં દાબી દીધી અને તેની ઉપર રાખ નાખી, બીબીની શોધ માટે ચાલ્યો, એટલામાં એક પડોશણ આગ લેવા માટે એના ઘરમાં આવી અને કોઇને ઘરમાં નહી જોઇ, આગ લેવાની પરવાનગી લેવાની કાંઇ જરૂર ન સમજી, ચુલાને ખોદવા લાગી. તેમાં આગના બદલામાં રૂપિયાની કોથળી હતી. શેતાને તેણીને બેહકાવી અને ચુપચુપ રૂપિયાની કોથળી બગલમાં દાબી ત્યાંથી ચંપત થઇ ગઈ. એટલામાં આ મીયાં મુફલિસ બીબીને બહારથી શોધીને ઘેર આવ્યા. જ્યારે ત્યાં પધાર્યા, તો જોયું કે, ચુલો ખોદેલો પડયો છે. ધુળ નાંખી બેસી રહ્યા અને ધુળ સિવાય કંઇ મળ્યું નહિ. બીબી આ તમામ વાતો જુઠાણું સમજી તેને બુરૂં ભલું સંભળાવવા લાગી. આ માણસ પણ હવે તો અકડી ગયો, અને કહેવા લાગ્યો કે, યા તો તુંને કાંઇ લાવી આપીશ નહીં તો મોઢું દેખાડીશ નહી.

એને તો આદતજ પડી ગઇ હતી એટલે સવાર થતાંજ કોઇ ઠેકાણે ન જતાં પાધરો દરિયા કાંઠે પહોંચ્યો. તદબીર નાચાર થઈ ગઇ હતી અને તકદીરની સામે હારી ચુકી હતી, માટે આજે આ ગરીબની મદદે તકદીર આવી અને કહ્યું કે, હે શખ્સ! તું દરિયામાં ડુબતો નહી. મારી પાસે વધારે કંઇ નથી, માત્ર એક રૂપિયો છે. તું એજ લઈજા અને આજે તો પોતાના ખાવાપીવાની ગોઠવણ કરી લે, કાલનો અલ્લાહ બેલી. મતલબ કે, આ બાપડો તે રૂપિઓ લઇ ઘેર ચાલ્યો પણ માર્ગમાં વિચાર કર્યો કે, લાવો એને તોહાવી કંઈ ખાવાપીવા માટે લઇજ ચાલું નહીંતો પાછા ફરીને

બજાર આવવું પડશે. એ ઉપરાંત એક રૂપિઓ કંઈ ખુશખબર તો નથીજ કે, તે બીબીને જઇને સંભળાવું. વળી આ કોઈ કીંમતી વસ્તુએ નથી કે, તેના વેચવાની ફીકર કરૂં. આ વિચાર કરી તેણે આટો, દાળ, ગોસ, મસાલો, વગેરે ચીઝો ઉપરાંત એક મોટી માછલી ખરીદ કરી અને ઘેર પહોંચ્યો. ત્યાં જઇને બીબીને માછલી આપી કહેવા લાગ્યો કે, તમે એને સાફસુફ કરો તેટલામાં હું નજીકમાં જઇ ઝાડથી લાકડાં તોડી લાવું. જ્યારે તે લાકડાંઓ તોડવા માટે ઝાડે ચઢયો તો ત્યાં એક ચીલનો માળો હતો. ચીલ તેને જોઈ ડરીને ઉડી ગઇ. જ્યારે તે માળાની પાસે પહોંચ્યો, તો જઇને શું જુએ છે કે, મજકુર લાલ (હીરો) તેમાં મુકેલો છે. તે જોઇને આ ઘણોજ ખુશ થયો અને કહેવા લાગ્યો કે, **ચોર આખરે પકડાયો!** દીવસો પછી માલ મળ્યો. હવે તકદીરની ખુબી જુઓ કે જે સ્ત્રી રૂપીઆની કોથળી લઇ ગઇ હતી તેનું ઘર ઝાડની પાસેજ હતું. જ્યારે આ માણસ ઝાડ ઉપર ચઢયો, તો તે રૂપિયા ગણી રહી હતી. હવે આ શખ્સે તો હીરો મળવાથી ચોર પકડાયો એવી બૂમ પાડી હતી. પણ તે સ્ત્રી તો એવું સમજી કે મજકુર શખ્સે તેને જોઇ લીધી. હજી તો આ માણસ લાલ અને લાકડાં લઈ ઘેર પણ પહોંચ્યો હતો નહિ એટલામાં તો તે કોથળી લઇ જનાર સ્ત્રી બધા રૂપિયા તેના ઘરે પાછા આપી ગઇ અને ઘણીજ આજેઝીથી પોતાની કસુરની માફી માંગવા લાગી. આ બન્ને સ્ત્રી પુરૂષે પોતાના રૂપીઆ પાછા મળેલા જોઇ કંઇ પુછપરછ કરી નહિ. એટલા ઉપરજ કાંઇ બસ નહિ થયું બલ્કે માછલી સાફ કરતાં તે ખોવાયેલી મોતીની માળા પણ તેના પેટમાંથી નીકળી. બન્ને મીયાં બીબીએ અલ્લાહના શુક્રાના અદા કર્યા.

ખુદાની કુદરત તો જુઓ કે જ્યારે તકદીર વિરૂધ હતી તો તદબીરની કોઇપણ તદબીર ચાલી નહિ અને જ્યારે તકદીરે મદદ કરી તો એવાં કામ બની ગયાં કે જેમના બનવાની બચિત કોઈ આશાજ હતી નહિ.



## ખુદાની મઅરેફત (પિછાણ) નું બ્યાન.

અમને આ વાત ખરા દીલથી કબુલ કરવી જોઇએ કે, પોતાનેજ પીછાણવું એજ અલ્લાહ તઆલાની પીછાણવાની ચાવી છે. "જેને પોતાના આત્મા ( નફસ ) ને ઓળખ્યો તેણે ખુદાને ઓળખ્યો."

અમને જાણવું જોઈએ કે "ખુદ" અમારા કરતાં અમારાથી નજદીક અને પાસે કોઇ ચીજ નથી. જ્યારે અમે પોતાનેજ ઓળખ્યો નહી તો બીજાની પીછાણ શું કરવાના હતા. અગર અમે એ સમજીએ કે, અમે પોતાને પીછાણીએ છીએ તો આ તદન અજ્ઞાનતા અને મુર્ખાઇ છે કેમકે એવી પીછાણ ખુદાના પીછાણની ચાવી થઈ શકતી નથી, એનું કારણ એ છે કે, એમ તો પશુઓ પણ પોતાને પીછાણે છે. એટલે કે જેવી રીતે અમે અમારી જાહેર અને દેખાતી હાલત જાણીએ છીએ. જેમકે માથું, મોઢું, હાથ, પગ વગેરે અને પોતાના અને પોતાના બાતેનની એટલી ખબર ધરાવીએ છીએ કે, જ્યારે ભુખ લાગે છે તો રોટલી વગેરે ખાઈએ છીએ અને જ્યારે ગુસ્સો આવે છે તો કોઇથી લડીએ ઝગડીએ છીએ અને જ્યારે ખ્વાહેશ જોર કરે છે ત્યારે સારૂં નરસું કંઇ દેખાતું નથી ને આંધળા થઇને પડી જઈએ છીએ. આ તમામ પ્રાણીઓ અમારી બરાબર છે. તેઓમાં અને અમારામાં કંઇએ ફરક નથી. અલબત અમે ઇન્સાન તો ત્યારેજ બની શકીએ છીએ કે અમે પોતાની એ હકીકતને દરયાફત કરીએ કે અમે કોણ છીએ? અને કયાંથી આવ્યા છીએ? ને કયાં જવાના છીએ? આ દુન્યામાં અમે શા માટે આવ્યા છીએ? અમે કયા કામના માટે પયદા કરવામાં આવ્યા છીએ? અમારી નેકબખતી કયા કામમાં છે? તથા બદબખતી ને બદનસીબી કયા કામમાં છે? અને અમારામાં જે ગુણો છે એટલે **હયવાનપણું મૂઝીપણું, ભુંડપણું, શયતાનપણું, ફરેશ્તાપણું, એ ગુણોમાંથી અમે કયા ગુણો** ધરાવીએ છીએ અને અમારી ખરી હકીકત શું છે? જ્યાં સુધી અમો એ વાતો જાણીશું નહીં ત્યાં સુધી પોતાની નેકબખ્તી અને સફળતાને કદીપણ પહોંચી શકીશું નહી.

જાણવું જોઈએ કે, હયવાનપણું, સૂઝીપણું, ભુંડપણું, શયતાનપણું, ફરેશ્તાપણું એ શું છે?

**( ૧ ) હયવાનપણું**:–એનો ખોરાક, ખાવું, પીવું, સુવું, જાડો મોટો અને મજબુત થવું એ છે. અગર આ આદતો અમારામાં છે કે, રાત દીવસ ખાવા, પીવા, સુવા અને માંસ વધારવા તથા ખવાહેશ મટાડવાનાજ કામમાં મશગુલ રહીએ તો અમારામાં ને પશુઓમાં કંઇપણ ફરક નથી.

**( ૨ ) સૂઝીપણું**:–એનો ખોરાક, કોઇને મારવું અથવા મારી નાંખવું તથા ઝખમી અને ઘાયલ કરવું એ છે. અગર આ ખસલતો અમારામાં છે તો અમારામાં અને સુઝી જાનવરોમાં કંઈ ફરક રહયો નહી.

**( ૩ ) ભુંડપણું**:–એનો ખોરાક, પલીદી ( નાપાક ચીજો ) બેશરમી. લાલચ, ખુશામદ ને બીજી ભુંડી વાતોથી ખુશ થવું એ છે. જો એ આદતો અમારામાં છે તો અમારામાં ને ભુંડમાં કશોએ ફેર રહેશે નહી.

**( ૪ ) શયતાનપણું**:–એનો ખોરાક, ફિતનો, ફસાદ, ખહાના તથા મક્કરબાજી અને ફરેબ છે. અગર ઉપલી આદતો અમારામાં છે તો અમારામાં અને શયતાનમાં કંઇપણ ફરક રહયો નહી.

**( ૫ ) ફરેશ્તાપણું**:–એનો ખોરાક, ખુદાના જમાલ (ઈશ્વરી પ્રકાશ) ને નિહાળવું એ છે. અગર આ મુબારક અને બરકતવાલી ખવાહેશ અમારામાં છે તો અમારામાં અને ફરેશ્તાઓમાં કંઈપણ તફાવત છેજ નહી.

અગર અમે ભુંડને દબાવીને રાખીશું તો સંતોષ, શરમ, હયાદારી, પવિત્રતાઇ, ગરીબી અને લાલચ નહીં કરવાના ગુણો જાહેર થશે.

**સુબહાનલ્લાહ**!–અગર સુઝીજનાવર એટલે ગઝબ (ક્રોધ) અને ગુસ્સાના કુતરાને દબાવી નાંખીશું ત્યારે તો સબુરી, સહનશિલતા, દરગુઝર કરવી, દ્રઢતા બહાદુરી અને ખામુશીના ગુણો જાહેર થશે.

**સુબહાનલ્લાહ**!–તે શયતાનને કે જેનું કામ હવસ અને ગુસ્સાના કુતરાને ઉશકેરીને હિંમતવાન બનાવવાનું છે, તેને અગર અમો દબાવીને રાખીશું તો અમે તેના ભુલાવા અને બેહકાવામાં આવીશું નહી, અને અકકલના લશ્કરની અમે મદદ કરીશું, ત્યારે તો હુશિયારી, શાંતી, વિદ્યા, ફિલસુફી, સુલેહપસંદી, સભ્યતા, વિદ્વતા અને શરાફતના ગુણો પેદા થશે અને આ ગુણો અમારી નેકબખ્તી અને નેકીના પ્રકાશીત ઝાડો સમાન થશે.

**સુબ્હાનલ્લાહ!**—અગર અમો ફરેશ્તાઓની ખાસીયત ધરાવતા હોઇએ ત્યારેજ અમારાથી અલ્લાહ તઆલાને પીછાણવાની કોશીશ થઇ શકે છે અને પોતાને હવસ અને ક્રોધના હાથથી છોડાવી શકીએ.

**સુબ્હાનલ્લાહ!**—જ્યારે અમારામાં ફરેશ્તાઇ ખ્વાસ (ગુણ) સંપુર્ણ રીતે આવી જશે ત્યારે અલ્લાહ તઆલાનો પ્રકાશ જોવાને અમે નસીબવંત નીવડશું. જ્યારે ઇન્સાન પોતાની પીછાણ કરી લે છે ત્યારે તે ફરેશ્તા સમાન થઇ જાય છે અને ઇન્સાન માથાથી તે પગ સુધી નૂરનું પુતળું બની જાય છે અને એજ સબબથી અવલિયા અલ્લાહ (ર૦ અ૦) ના મઝારોથી હંમેશા ફેઝ જારી રહે છે. કેમકે, તેઓ નૂરી થઈ ગયા છે અને તેઓમાં ફરેશ્તાપણું આવી ગયું છે.

હવે અમારે એ સમજવું જોઇએ કે, ખુદાએ અમારા જે ગુણો પેદા કર્યા છે તે શું એ માટે પેદા કર્યા છે કે, તેઓ અમને પોતાના કેદી બનાવી, પોતાની ગુલામીમાં રાખી, પોતાની સેવા કરાવે? તથા રાત દીવસ અમારી પાસેથી ખિદમત લીધા કરે? નહી! નહી! અલ્લાહ તઆલાએ અમને એ માટે પેદા કર્યા છે કે પશુપણું, મુર્ખીપણું, ભૂંડપણું, શયતાનપણું, એ સઘળાઓને પોતાના કેદી બનાવે અને તેઓ પાસેથી સેવા લે અને આખેરતની જે સફર અમારી સામે છે તે માટે એઓમાંથી કોઇને પોતાની સ્વારી માટે લાવીએ અને કોઇને હથીયાર તરીકે કામમાં લઇએ. થોડા દહાડા જ્યાં સુધી અમે આ દુન્યાની મંઝીલમાં છીએ, ત્યાં સુધી તેઓને પોતાના ઉપયોગમાં લઇએ, જેથી કરીને તેઓની સહાયતાથી નેકી અને નેકબખ્તીનું બી અમને હાથ લાગી જાય, અને ખુદાની મઅરેફત (પિછાણ) નો શરાબ હાસલ થઇ જાય.



## આરિફોની નજરોમાં દુન્યા તણુખલા મીસાલ.

દુન્યાની હસ્તી તેઓની નજરમાં ઘાસના તણુખલાં કરતાં વધારે નથી. નાના બચ્ચાંઓ મટોડીની રમતનાં ઘર બાંધે છે, તો અકલમંદ લોકો તેઓની રમત ઉપર હસે છે. એવીજ રીતે ખુદાને ઓળખનાર અને અલ્લાહવાલાઓ આલીશાન બંગલાઓ અને મહેલોને જોઇ તમારી હાલત ઉપર હસે છે.

માટે આ સામાનોને તમારા કિબ્લો અને કાબો બનાવો નહી અને તે આલિમો, જેઓ મેલા, ગંદા અને ખરાબ હાલતમાં હોય તેઓને ધિક્કારની નજરે જોતા નહી. તેઓજ અલ્લાહના ખાસ બંદાઓ છે અને કંઈ લઇ જવાવાલા છે.

હું એમ કહેવા માંગતો નથી કે, દુન્યાને છોડી દો, અને તમામ સંબંધ તોડી નાખો, પરંતુ મતલબ એ છે કે, દુન્યામાં એટલા મશગુલ રહો નહી કે, અલ્લાહને પણ ભુલી જાઓ. બલ્કે દુન્યાને ધિક્કારની નજરે જુઓ, અને અલ્લાહના ખાસ બંદાઓને માન આપો અને તેમની નસીહત ઉપર અમલ કરો.

અલ્લાહવાલાઓ રાજ અને હકુમતની દરકાર કરતા નથી અને તેઓને પીડા સમાન લેખે છે. મશહુર હિકાયત છે કે, હઝરત ગવસે પાક (ર૦ અ૦) ની સેવામાં સુલતાન સંજરે પત્ર લખ્યો કે, મારા દેશનો એક ભાગ આપના નોકરો માટે હું આપને આપી દઉંછું. તેઓએ જવાબમાં લખી મોકલ્યું કેઃ– "અગર મારા દીલમાં સંજરના દેશની હવસ હોય તો, મારૂં નસીબ સંજરના છત્રની મિસાલ કાળું થશે. જ્યારથી મને મધરાતના રાજ્યની ખબર મળી છે ત્યારથી હું અરધી દુન્યાની બાદશાહી, અરધા જવના મૂલે પણ વેચાતી લેતો નથી." (ઇબાદત ગુઝારો મધરાતે ઉઠીને અલ્લાહની શાંતીમાં જે ઈબાદત કરે છે તે તરફ ઉપલા જવાબમાં ઇશારો કરવામાં આવ્યો છે)

હવે જે ખરાબ હાલતને તમે ધિક્કારને પાત્ર ગણો છો તેના સંબંધી હદીસે કુદસી છે કે, ( અલ્લાહ ફરમાવે છે કે "હું તૂટેલા દિલવાલાઓની સાથે છુ." ) અમને તલબ નથી. અગર તલબ હોત તો, તાબેદારી વખતે અમે અપમાનને પણ સાંખી લેતે. અગર કોઇ શખ્સ કોઇની ઉપર આશક

થઇ જાય અને માશુક કહે કે તમામ લુગડાં ઉતારીને લંગોટ પહેરી લો ત્યારે મેળાપ થશે, તો અલ્લાહના કસમ છેકે તે આશક એમજ કરશે. તે લંગોટ બાંધવામાં કંઈપણ આનાકાની કરશે નહી. અને તમામ શરમ અને લજ્જા અભરાઇપર મુકવામાં આવશે, પણ અલ્લાહને માટે તેમ કરવામાં આવતું નથી.

હવે એનો એક જીવતો દાખલો વાંચો. કીમીયો બનાવવાવાલાઓની હાલત દરેક જાણે છે. લુગડાં તેઓના આંગપર હોતાં નથી. તેઓ મેલા, ગંદા અને ગલીઝ રહે છે, પણ સામાન્ય લોકો ઉપરાંત રાજકર્તાઓ સુદ્ધાંત તેઓની પુઠે એક જુનો પુરાણો હુકકો લઇને ફરે છે, પછી ભલે તે કીમીયો બનાવો નહી પણ જાણતો હોય. અલ્લાહો અકબર, એવા કીમીયાની ખાતર પોતાના અયશ આરામ અને પોતાના માનને બરબાદ કરે છે, પણ જેઓને ખરેખર કીમીયો આવડે છે, જેઓ લોઢાનું સોનું બનાવે છે, તેઓની તરફ કોઇ ધ્યાન આપતું પણ નથી. અગર તેઓની પુઠ તમે પકડો તો અલબત્તા નવાઇની વાત નથી. કેમકે, અસલમાં કીમીયાગરો તો તેજ હોય છે. મતલબ એ કે, અગર તમે સહાબા (૨૦ અ૦) થી સંબંધ જોડશો અને તેઓનો વસીલો શોધશો તો ખચિતજ તમને સફળતા મળશે. કેમકે, અલ્લાહ સુધી પહોંચવાનો ખરો માર્ગ દેખાડનારા એજ સાહેબો છે. જેવી રીતે કીડી, કબુતરના પગમાં વળગીને મક્કા શરીફ સુધી પહોંચી ગઇ. એવીજ રીતે અમે પણ સહાબા (૨૦ અ૦) ના પગોને વળગીને અલ્લાહ સુધી શું નહી પહોંચીશું ? જરૂર પહોંચીશું, અને સહાબા (૨૦) થી વસીલો પયદા કરવો એ રસુલલ્લાહ સલ૦ થી વસીલો પયદા કરવા સમાન છે, જેથી સફળતાની ખાત્રીજ રહે છે.



# ઈશ્ક ને મોહબ્બતનું બયાન.

હે મિત્ર! તે માણસ સદાના માટે સુખી છે કે જે અલ્લાહ તઆલાની મોહબ્બતમાં ગીરફતાર છે, પછી થોડા હોય છે કે ઘણો!

જાણવું જોઇએ કે, અલ્લાહની સાથે મહોબત એ એક ઝળકતો પ્રકાશ છે. અને દુન્યાની મહોબ્બત ગમ અને રંજ છે.

હે મિત્ર! પોતાને દુન્યાના ગમમાં રાખવું, અને અલ્લાહથી દુર રહેવું એ ઇશ્વરજ્ઞાનીઓનું કામ તો નથીજ. બુઝુરગોએ ફરમાવ્યું છે કે, "સરદાર સ્મૃણ (સર્વ ઇબાદતોની સરદાર) ઝીક્ર ને ધ્યાન તથા ખામોશી છે. હે મિત્ર! તું ખુદાના હુકમ વગર બેહેશ્તમાં પહોંચી શકવાનો નથી અને તું અલ્લાહની નઝદીક મોહબ્બત અને સ્મૃણ તથા તેની ખુશી વગર વળી તેની નાફરમાની છોડયા વગર પહોંચી શકશે નહી.

એક બુઝુરગ ફરમાવે છે કે, હું બયતુલ મુકદદસ તરફ જતો હતો, તે વખતે મેં ખુદાના ખાસ સાત બંદાઓ જોયા. મેં તેઓને સલામ કર્યો અને કહ્યું કે, મને એવી ચીઝથી ફાયદો પહોંચાડો કે જેમાં મારે માટે અલ્લાહે ફાયદો રાખ્યો હોય. કહેવા લાગ્યા કે, તે દરેક ચીઝ માટે વિચાર કર કે, જે તુને અલ્લાહ તઆલાથી બાઝ રાખે. દુન્યાનું હોય કે, તે આખેરતનું દરેક કામ ગુમ કરી દે. તેનાથી બચ અને દુર રહે કે, તે તારા લુટારા સમાન ન હોય. મેં કહ્યું કે, અલ્લાહ તમારી ઉપર રહેમ કરે કંઇ વધારે ફરમાવો. તો કહેવા લાગ્યા કે, અલ્લાહ સિવાય કોઈની ઉમ્મીદ રાખતો નહિ, અને તેના સિવાય કોઇથી ડરતો નહી. મેં કહ્યું કે, કંઈ વધારે ફરમાવો. કહેવા લાગ્યા કે, જો, જેને અલ્લાહ દોસ્ત રાખે તેને તું પણ દોસ્ત રાખ અને જેને તે દુશમન ધરાવે તેને તું પણ દુશમન ધરાવ. મેં અરજ કરી કંઈ વધારે ફરમાવો તો કહેવા લાગ્યા કે, જ્યાં પણ તું રહે એકાંતમાં દોઆ અને (ગુનાહોપર) વિલાપ કરતો રહે અને નમનતાઈ તથા ચોખ્ખાઇની સાથે રહે. મેં કહ્યું કે કંઇ વધુ ફરમાવો, ત્યારે તો તેઓ કહેવા લાગ્યા કે યા અલ્લાહ! અમારા અને બંદાની વચ્ચે પરદો કરીદે અમને તારાથી બાઝ રાખી પોતાની તરફ રોકી લીધા. પછી ગાએબ થઇ ગયા. હું જાણતો

નથી કે; તેઓ આસમાનપર ચાલ્યા ગયા કે, જમીનની અંદર. પછી મેં તેઓને જોયાજ નહિ, પણ તેઓની વાતોનો ફાયદો સદા મારી જાન સાથે છે.

હે મિત્ર ! એક ફાયદાની વાત સાંભળ ! અલ્લાહ તઆલાએ તુને બે ખજાના આપ્યા છે. એક ફાની (નાશકારક) અને બીજો બાકી, ફાની ખજાનો તે એ છે કે, પોતાના માલને હરામ રસ્તામાં ખર્ચ કરે, અને બાકી ખજાનો એ છે કે, કંઇ આપીને અલ્લાહના બંદાઓપર મહેરબાની કરે અને તેજ તે સામાન છે, જે આખરતમાં તુને ખપ લાગશે. જયારે આજે તું આપવા અને ઇબાદત કરવાની કુદરત ધરાવે છે, તો આ નેકીથી ગાફિલ થતો નહિ. કેમ કે જ્યારે કાલ તારી પાસેથી તે ચાલી જશે, તો પશેમાની ઉઠાવવી પડશે, અને કંઇ ફાયદો થશે નહી અને એક શ્વાસ માટે પણ તારા આત્માને તારા પેદા કરનારની તાબેદારીથી ગાફિલ રાખતો નહિ.



# કિયામતની હકીકત.

લુલુઉલ મજાલિસ—નામના પુસ્તકમાં લખ્યું છે કે, કિયામતને દીવસે મહેતર સુલયમાન (અ૦ સ૦) ને ખુદાની તરફથી હુકમ મળશે કે, સુલયમાન અમે તમને એટલી હકુમત આપી હતી ત્યારે તમે અમારી દરગાહમાં ફરમાન બરદારી અને ઇબાદતની સાથે કેમ આવ્યા છો ? તમે કોઇ કસુર કરી નથી, સુલયમાન (અ૦ સ૦) ફરમાવશે કે, હે પરવરદિગાર! જો કે, તેં મને ચુંટી કાઢયો અને બાદશાહ બનાવ્યો અને (જે કોઇને આપે નહી તેવું) રાજ આપ્યું અને પયગમ્બરી આપી (દુન્યામાં) મોકલ્યો પણ હું તારો ગુલામ હતો અને તું મારો માલિક માટે ગુલામને બંદગી સીવાય કોઇ કામજ હોતું નથી. પછી અલ્લાહ હુકમ આપશે કે, તમામ તે શ્રીમંતોને જેઓએ અલ્લાહની નાફરમાની કરી છે દોજખમાં લઇ જાઓ.

પછી અલ્લાહનો હુકમ થશે કે, ફકીરોના ટોળાંને લાવો. જ્યારે તેઓ લાંવવામાં આવશે, તો અર્શના પરદામાંથી અવાઝ સંભળાશે કે, અય ફકીરો અમારી દરગાહમાં તમે કેમ કુસુરવાર આવ્યા છો? અને બંદગી અને ઇબાદતમાં તમે કેમ તકસીર કરી છે ? તેઓ કહેશે કે, યા રબ ! તેં અમને દુન્યામાં ફકીર પયદા કર્યા હતા માટે ફકીરીને લીધે અમારા અંગમાં તાકત હતી નહિ, અમારા અંગપર લુગડાં પણ પુરાં હતાં નહિ અને તે પાક થતાં નહોતાં.. અને પોતાની રોજી તથા પોતાના બાલબચ્ચાઓની રોજી માટે એવા પરેશાન હતા કે, કદી પણ તારી ઇબાદતની ફુરસત મળતી હતી નહિ, માટે અમારાથી તકસીર થઇ. ત્યારે અલ્લાહ તરફથી હુકમ મળશે કે, હઝરતે ઈસા (અ૦ સ૦) ને હાઝર કરો. ઇસા (અ૦ સ૦) હાજર થશે. અલ્લાહ ફરમાવશે કે, અય ઈસા મેં તમને ફકીર અને ગરીબ પયદા કર્યા હતા પણ ફકીરી અને ફાકા અને પાંદડાંઓ ખાવાથી તમારી નસો તંદુરસ્ત થઇ ગઇ હતી તો પછી કેમ તેં અમારી ફરમાનબરદારી અને ઇબાદત કરી અને કોઇ તકસીર પણ કરી નહિ ? ઈસા (અ૦ સ૦) અરજ કરશે કે, ખુદાવંદા ! તેં જો કે, મને ફકીરી ઇનાયત કરી હતી, પણ હું તારો ગુલામ હતો અને તું મારો માલીક હતો, પછી કેવી રીતે હું તારી ઇબાદત અને તાબેદારીમાં કસુર કરૂં ? બંદાને

બંદગી સીવાય કોઇ કામ ન હોવું જોઇએ. અલ્લાહનો હુકમ થશે કે, આ ફકીરો જેઓએ કસુર કરેલ છે, દોજખમાં લઇ જાઓ.

પછી હુકમ આપવામાં આવશે કે, બીમારોને લાવો એટલે બધા ભેગા કરવામાં આવશે, ત્યારે અર્શની સામેથી અવાજ સંભળાશે કે, અય બીમારોના ટોળાઓ કેમ તમે અમારી દરગાહમાં બંદગી સાથે આવ્યા નહી ? તેઓ જવાબ આપશે કે, યા રબ ! તેં હમેશા અમને સંકટમાં રાખ્યા, કદી તે બીમારીથી અમે મોકળા થયાજ નહી કે, તારી ઇબાદત કરીએ, ઘણીજ ઝેહમત અને બીમારીને લીધે અમે ઇબાદત કરી શકયા નહી.

ત્યારે હુકમ થશે કે, ઐયુબ (અ૦ સ૦) ને લાવો. જયારે તેઓને બોલાવવામાં આવશે તો, અલ્લાહ ફરમાવશે કે, અય ઐયુબ ! મેં હમેશા તમને બીમારીમાં ગીરફતાર રાખ્યા હતા, એટલે સુધી કે, કીડાઓ તમારૂં માંસ અને ચામડા ખાઇ ગયા હતા અને તમે એટલા બીમાર હતા કે, તમારી સ્ત્રીની ચોટલી પકડી તમે ઉભા રહી શકતા હતા, તે છતાં તમે કેમ ઇબાદતમાં મશગુલ થતા હતા ? તેઓ ફરમાવશે કે, યા અલ્લાહ ! હું તારો ગુલામ છું અને તું માલિક છે, માટે હું કસુર કેવી રીતે કરૂં ! કેમકે, બંદાને બંદગી સીવાય કંઈ કરવું ન જોઇએ. હુકમ આપવામાં આવશે કે, જેઓએ બીમારીના સબબે ઇબાદતમાં કમી કરી છે, તેઓને દોજખમાં લઈ જાઓ.

એ પછી હુકમ આપવામાં આવશે કે, ગરીબોના ટોળાંને લાવો. જયારે તેઓ લાવવામાં આવશે તો, અર્શના પરદાઓમાંથી અવાઝ આવશે કે, હે નિરાધારો ! તમે કેમ અમારી દરગાહમાં બંદગી વગર આવ્યા છો ? તેઓ કહેશે, યા રબ ! તેં અમને આજીઝ પયદા કર્યા હતા. અમને કદી તારી ઇબાદત કરવા માટે છુટકારોજ મળ્યો નથી. ત્યારે હુકમ આપવામાં આવશે કે, યુસુફ (અ૦ સ૦) ને બોલાવો. જયારે તેઓ હાજર થશે, તો અલ્લાહ ફરમાવશે કે, અય યુસુફ મેં તમને યાકુબ (અ૦ સ૦) ની નઝરોથી અને ઘરથી દુર કરીને ભાઇઓના જુલમ સાથે અંધારા કુવામાં પુર્યા હતા અને ઝુલયખાને સબબે કેદખાનામાં નાંખ્યા હતા, પછી તમે કેમ મારી દરગાહમાં બંદગી અને ઇબાદત લઈને આવ્યા છો ? યુસુફ ( અ૦ સ૦ ) ફરમાવશે કે, યા રબ હું તારો બંદો હતો અને બંદાથી બંદગી સીવાય કાંઇ કામ થતું નથી. પછી અલ્લાહ તઆલા તરફથી હુકમ મળશે કે, આ લોકો અમારી ઇબાદતના કસુરવાર છે એઓને દોઝખમાં લઇ જાઓ.

માટે હે મિત્રો ! તમને ખબરદાર રહેવું જોઇએ. કેમકે, તમે સમજુ અને અકલમંદ છો. ખુદાની દરગાહમાં બહાનું સંભળાશે નહી. જયારે શ્રીમંતનું બહાનું શ્રીમંતાઇ માટે, ફકીરનું ફકીરી માટે, બીમારનું બીમારી માટે, અને આજેઝો-નાચારો નું આજેઝી માટે સાંભળવામાં આવશે નહી, તો પછી કોઇનું બહાનું પણ કબુલ રાખવામાં આવશે નહી. બધાને દોઝખનો હુકમ મળશે, માટે ખબરદાર રહેજો. બહાનાની ઉપર ભરોસો રાખતા નહી. તે (ખુદા) સાંભળવાનોએ નથી અને છોડવાનોએ નથી.

હે મિત્ર ! તુને જોઇએ કે, માં'બુદની બંદગી માટે કોશીશ કરે અને તેમાં કમી કરે નહી. અને જાણવું જોઇએ કે, ઉત્તમમાં ઉત્તમ ભકતી ખુદાની યાદમાં સમયસુચકતા છે.

હે મિત્ર ! અગર તું ચાહે છે કે, આશકો અને આરેફોની વાતો સાંભળે. તો થોડીવાર માટે સાંભળ અને ખરા દિલથી સાંભળ અને અકલ પકડ. કહે છે કે, એક જવાન એક શ્રીમંત રાજાની છોકરીપર આશક થઇ ગયો. લોકોએ તે જવાનને પકડયો અને શીક્ષા કરવાની જગ્યા પર લાવ્યા. આશકની પાસે દાસીએ આવીને કહ્યું કે, તમારી માશુક કહે છે કે, હું મારા મહેલની ઉપરથી ઉભી રહી સઘળું જોઇશ. જ્યારે આ જવાનને શિક્ષા કરવા લાગ્યા તો, એ વાતના આનંદમાં કે, માશુક તેને જોઈ રહી છે એવો ઇશકના દરિયામાં ગર્ક થયો કે તેને ઘણીએ સજા કરવામાં આવી, પરંતુ તેને વેદનાની ખબરે પડી નહિ.

અજબની વાત છે કે, આશેક મજાઝી ( દુન્યાઈ પ્રેમી ) માશુકના દર્શનમાં એવો બેભાન થઈ જાય છે કે, તેને સજાનીએ ખબર પડતી નથી. ત્યારે હે મિત્ર ! તુને ખુશ થવું જોઇએ, કેમકે તું ખુદાની મહોબ્બતનો દાવા કરે છે.અલ્લાહતઆલા હંમેશા ખુદાઇ જ્ઞાનીના (આરેફના) દીલ તરફ ૩૬૦ વખતે નજર કરે છે પછી ત્યારે તુને કેવી રીતે દોસ્તની સજાથી પોતાની હસ્તીની ખબર રહેવાની છે ?

પરવર દિગાર ! તારી ઝાતના મેળાપના જીજ્ઞાસુઓ અને તારા પ્રેમના ને શરાબખાનાના છકેલા જેઓ એકાંતપણાની રાતના વખતે ઉત્સાહના ફંદાને તારી એકતાના મહેલના ગુંબઝ સીવાય કેઠે નાંખતાજ નથી, તેઓના માનના સદકામાં અને તારી પાક દરગાહના જુગારીઓ કે જેઓ મોહબ્બતના જુગારખાનામાં બન્ને જહાનના નગદને એકજ દાવમાં હારી ગયા છે અને

જેઓ જાન આપવામાં હજાર વખતે અહેસાન માને છે, અને તે છતાં ઇબાદત અને બંદગીના કસુરની શરમીંદગીથી માથું ઉંચકતાજ નથી તેવા આરેફો અને આશકોના તુફેલમાં મુઝ ફકીરને મઅરેફત ને તારા ઇશ્કની શરાબ નસીબ કર.

હે મિત્ર! મોહબ્બત જેમ જેમ મજબુત થતી જાય છે, તેમ તેમ દર્દ અને જીજ્ઞાસા વધતી જાય છે અને તેનો ગલબો થતો જાય છે, પછી દુઃખ થોડું દેખાય છે અને રસ્તો વધારે લાંબો થતો જાય છે.

હે મિત્ર! જેને શવક છે તે દિલની ઉપર ચાલે છે, પગની સહેલ દીલની સહેલની બરાબરી કરી શકતી નથી.

કુબ્બએ-ઇસ્લામ એટલે બગદાદ શરીફમાં એક શખસને, ત્યાંના અમલદારે ઉભો કરી સો ફટકા લગાવ્યા. તે રડયોએ નહી અને પડયોએ નહી. એવી હાલતમાં એક શખ્સ ત્યાં આવી લાગ્યો અને પુછયું કે, ચાબકાના મારના જુલમપર ઉભો કેમ રહયો અને હાલ્યોએ નહી? આશકે જવાબ આપ્યો કે, મારા દિલમાં પ્રિયા હતી અને માશુકના દર્શનની મદદથી મેં આ બોજો ઉંચકી લીધો.

હે મિત્ર! જ્યારે દુન્યાઈ માશુકની મહોબ્બતમાં એટલી બરદાશ્ત કીધી, અને પોતાની જગા ઉપરથી ખસ્યોએ નહી, ત્યારે હે દોસ્ત! ખુદાઇ જ્ઞાનીને વધારે સુનાસીબ છે કે, અલ્લાહ તઆલાની સેવામાં હમેશા હાઝર રહે અને ડગમગે નહિ અને તેને જોઇએ કે, કોઇ દુઃખને દુઃખ સમજે નહી અને કોઈ રંજથી રંજીદા થાય નહિ અને તેના હુકમથી મોઢું ફેરવે નહી, જેથી કરીને તેનો ખાસ બંદો થઇને રહે!

હે મિત્ર! શું તું જાણે છે કે, આશકની ઢબ શું છે? તે એ કે તેને બન્ને જહાનમાં પોતાની માશુક વગર કોઇ ચીઝ આરામ આપી શકે નહી અને બંને જહાનને નજર ઉઠાવીને પણ જુએ નહી અને જાન માલ તથા આનંદને તેના રસ્તામાં કુરબાન કરી દે અને અલ્લાહની દોસ્તી સિવાય કોઇ કામમાં મશગુલ થાય નહી.

હે મિત્ર! અગર તું મોહબ્બતની હવસ ધરાવતો નથી, તો પછી અલ્લાહના વાસ્તે અલ્લાહવાલા મિત્રોની વાતોજ સાંભળ. બનવા જોગ છે કે, તારી ઉપર તે કંઇ અસર કરે, અને તું પણ તેઓમાંનોજ એક થઇ જાય. કેમકે, મરદોની વાતોમાં જાન હોય છે.

## હિકાયત.

એક બાદશાહ ઘણોજ ખુબસુરત હતો. વજીરથી તેણે સવાલ કર્યો કે, મારી આ તમામ ખુબસુરતી છતાં દુન્યામાં કોઈ મારો પ્રેમીએ છે? વજીરે જવાબ આપ્યો કે, અય બાદશાહ ! તારા અસંખ્ય આશકો છે, પણ એક તારા ઉપર ઘણોજ દીવાનો છે. બાદશાહે કહ્યું કે, તેને કયાં મળીએ? વજીરે કહ્યું કે, આવતી કાલે મયદાનમાં આવી તેને જોઈ લેઓ. બાદશાહે બીજે દીવસે શણગાર કરી, અને પોતાને સજીને કહ્યું કે, રોજ અમે મયદાનમાં હરણોના શિકાર માટે જતા હતા આજે દિલોના શિકાર કરવા જઇએ છીએ.

જયારે બાદશાહ મયદાનમાં પહોંચ્યો, તો મજકુર ઘાયલ થયલા દીલનો દીવાનો દરવેશ ત્યાં હાજર હતો. વજીરે બાદશાહને તે દેખાડયો. બાદશાહે એવી રીતે દડો ગબડાવ્યો કે, તેની સામે જઇને પડયો, ત્યારે બાદશાહ તેની પાસે ગયો અને કહ્યું કે હે દરવેશ! મારો દડો આપ. દરવેશે દડો આપ્યો, અને તેની સાથેજ પોતાનો જાન પણ આપ્યો.

(હા, બેશક, જયારે આસમાનથી બલા ઉતરે છે, તો ફરેશ્તાઓ પુછે છે કે, તું કયાં જાય છે? ત્યારે તે કહે છે કે, પ્રેમીઓના સીનામાં જાઉ છું) પછી બાદશાહ ઘોડાપરથી ઉતર્યો. દરવેશનું માથું પગલામાં લીધું અને પોકે પોક રડયો અને હુકમ આપ્યો કે, તે શાહીકબ્રસ્તાનમાં દાટવામાં આવે. કેમકે, તે અમારા દર્શનનો શહીદ છે. ("જેને હું કતલ કરૂં છું તેના ખુનનો બદલો મારી ઉપર છે"—હદીસે કુદસી.)

## હિકાયત.

કહે છે કે, એક દરવેશ બાદશાહના મહેલ પાસેથી પસાર થતો હતો. તેણે બાદશાહની છોકરીને જોઈ જે મહેલની ઉપર એક નુરાની હુરની મીસાલ ઉભી છે. બંને આંખો તેજ મહેલની તરફ તાકી અને આશક થઇ ગયો. બાદશાહની બેટી અકકલથી આ વાત સમજી ગઇ અને ફસાદ થવાના ડરથી પોતાની દાસીને દરવેશની પાસે મોકલી કે, મજકુર દીવાના (પ્રેમી) ની હાલતથી તેને વાકેફ કરે. દાસીએ જઇને તે ફકીરની ખબર પુછી અને તેને મોહબ્બતનો દીવાનો જોયો. તે દાસી તેને ઠપકો આપવા લાગી કે, તું સૂળીપર બાઝી રમેછે. આ વાત તારે લાયક નથી માટે આ વિચાર છોડી દે.

દરવેશે જવાબ આપ્યો કે, અય નેકબખ્ત અવરત! મેં જયારથી અહીં પગ મુકયો ત્યારથી જીન્દગીની આશાજ છોડી દીધી છે, હવે તો હું ડરને પોતાની પાસેજ આવવા દેતો નથી.

દાસી આ સાંભળીને બાદશાહની છોકરી પાસે ગઇ અને તેણીને સઘળી હકીકત કહી સંભળાવી. બાદશાહની છોકરી આ હકીકત જાણી ફીતનાના ડરથી બીધી, ત્યારે તેણીએ દાસીથી કહ્યું કે, જા પેલા ફકીરથી જઇને કહે કે, હું વગર દામની તારી લોંડી (દાસી) થઈ જઇશ, અગર તું કોઈ ખુણામાં જઇને બેસશે. પછી તું મશહુર થઈ જશે અને લોકો તુને જોવા માટે આવશે, ત્યારે હું પણ બાદશાહથી પરવાનગી લઇ તુને જોવા માટે આવીશ. તારી મુરાદ પુરી કરીશ અને તું આફતોથી છુટી જશે.

જ્યારે દરવેશે મેળાપનું નામ સાંભળ્યું, તો એકાંતપણું ધારણ કરી એતેકાફ (એક ખૂણામાં બેસી બંદગી કરવી તે) માટે જઇને એક ખુણામાં બેઠો. જ્યારે થોડો વખત પસાર થયો તો ("અલ્લાહની નઝદીક તમારામાંથી વધારે તેજ માનવંત છે, જે વધારે પરહેજગાર છે ")એવાઓના ટોળામાં આવી ગયો. તેની નામના વધી ગઈ, અને ખાસો આમ તેને જોવા માટે આવવા લાગ્યા. ત્યારે બાદશાહની છોકરીએ પણ બાદશાહની પરવાનગી મેળવી અને દરગાહમાં આવી, દાસીને પહેલાં ફકીરની પાસે મોકલી, તેણીએ જોયું કે, પરહેઝગાર સીજદામાં બેઠોછે તેણીએ કહ્યું કે, અય ફકીર, સીજદાથી માથું ઉઠાવ, તારી મતલબ પુરી થઇ, એટલે તારી માશુક હાઝર છે. શેખે સીજદાથી માથું ઉચક્યું, અને કહ્યું કે ( હું શયતાનના ફરેબથી પનાહ માંગું છું અને અલ્લાહથી બખ્શીશ ચાહું છું. તમામ તે વાતોથી જે તેને બુરી લાગે છે. પછી તે કલામ હોય કે, કાર્ય અથવા દિલની વાત હો.) પછી જવાબ આપ્યો કે, અમારો પ્રેમ હવે બીજી જગાપર પહોંચી ગયો છે. તમારા પ્રેમથી છુટીને અમે બીજી જગાપર જઇ રહ્યા છીએ ત્યાંથી મોઢું ફેરવવું મુનાસિબ નથી. પછી દરવેશે કહ્યું કે, હે દાસી, તું જઇને મારી બહેનથી કહે કે, આ બીચારો ફકીર હવે દોઆ કરે છે કે, અલ્લાહ તઆલાએ મને દુન્યાઈ પ્રેમથી પાછો ફેરવ્યો, અને હકીકત (ખુદાઈ પ્રેમ) સુધી પહોંચાડી દીધો.

## હિકાયત.

હઝરત સરી સકતી (ર૦ અ૦) ના સંબંધમાં રિવાયત છે કે, જેઓની ગણત્રી મહાત્માઓમા હતી, તેઓ બગદાદમાં વઅઝ (ઉપદેશ) આપતા હતા. તેઓની વઅઝ એવી અસરકારક થતી હતી કે, સેંકડો માણસો તે સાંભળવા માટે ભેગા થતા હતા અને તે સાંભળી, ફાયદો ઉઠાવતા હતા. એક વખત ખલીફાના વઝીર અહમદ બીન યઝીદ પોતાના સેંકડો દરબારીઓ સાથે ઘણાજ દોર દમામથી વઅઝ સાંભળવા માટે આવ્યા. તેઓની ઉપર વઅઝની ઘણીજ

અસર થઈ. બીજે દીવસે ફરીથી વઅઝમાં આવ્યા અને વઅઝ સાંભળતાં સાંભળતા તેઓ રડવા લાગ્યા. જ્યારે બધા લોકો ચાલ્યા ગયા, તો ઇમામુલ અવલીઆ હ૦ સરી સકતી (ર૦ અ૦) થી અરઝ કરવા લાગ્યા કે, હઝરત તમારી વઅઝ અને નસીહતે મારા ઉપર ઘણી ઉંડી અસર કરી છે. તેના પ્રતાપે દુન્યાની માયા મારા દીલમાંથી નીકળી ગઇ છે. દુન્યાની માયા મને હવે ઇશ્વરજ્ઞાનના ફૂલની સામે કાંટા જેવી લાગે છે અને હવે દુન્યા અને દુન્યાવાલાઓની સુરત માટે પણ મને ધિક્કાર ઉત્પન્ન થઇ ગયો છે. આમ કહીને તેઓ જંગલ ભણી ચાલ્યા ગયા.

જ્યારે આ વાત અહમદ બીન યઝીદની માતાને માલમ પડી તો તેણીએ ઇમામુલ અવલીઆની સેવામાં આવીને અરજ કરી કે, જનાબ મારો છોકરો તમારી વઅઝના સબબે માલ દોલત તજી, ફકીર બની જંગલ ભણી ચાલ્યો ગયો છે. આપની સેવામાં અરજ એ છે કે, અગર તે ફરીથી તમારી પાસે આવે તો તેને સમજાવી, ફોસલાવીને મારી સાથે કરી દેજો. સારાંશ કે, જ્યારે અહમદ (ર૦ અ૦) પાછા આવ્યા, તો, ઇમામુલ અવલીઆ (ર૦ અ૦) એ પોતાના ચાકરને હુકમ આપ્યો કે, તેઓની માતાને ખબર કરી દે અને તેઓ પોતે અહમદ (ર૦ અ૦) થી તેઓની હાલતના સંબંધમાં પુછવા લાગ્યા કે, કઇ હાલત સારી છે. આ ફકીરી કે, અગાઉની અમીરી? જવાબમાં તેઓએ કહ્યું કે, એજ હાલત સારી છે. આખેરતની શાહી છે અને અગાઉની હાલત આકેબતની ફકીરી હતી. એટલામાં અહમદ (ર૦ અ૦)ના માતા તેઓનાં સ્ત્રી અને બચ્ચા સાથે રડતાં રડતાં આવી લાગ્યાં. તેઓ એવાં જાર જાર રડતાં હતાં કે સાંભળવાવાળાઓના કાળજાં ફાટી જતાં હતાં. માતાએ અહમદ(ર૦ અ૦) થી પુછયું કે "બેટા શું તમે તમારા બઇરી બચ્ચાંઓપર દયા કરશો નહિ?" તેઓએ જવાબમાં કહ્યું કે, જેણે મારી ઉપર દયા કરી છે, તેજ તેમની ઉપર પણ દયા કરશે. એ પછી તેઓની બીબીએ ઘણી આજેજી અને નમનતાઇ સાથે ગગડીને પોતાની લાચારી તરફ તેઓનું ધ્યાન ખેંચ્યું. તેણીથીએ તેઓએ કહ્યું કે, મેં તો દુન્યાનો ત્યાગ કર્યો છે, હવે જે તારી મરજીમાં આવે તે કર. બીબીએ જવાબ આપ્યો કે, ત્યારે તો તમારા દીકરાને પણ તમારી સાથે લઇ જાઓ. તેઓએ જવાબ આપ્યો કે, આ વાત કબુલ છે. પણ પછી જ્યારે તેઓએ તેના રેશમી લુગડાં ઉતારી લંગોટી બંધાવી અને ભીખનું ઠીકરૂં હાથમાં આપવાનો ઇરાદો કર્યો, તો તેની માથી સહન થઇ શક્યું નહિ અને રડાપીટ કરીને પોતાના છોકરાને પાછો લઇ લીધો. તેઓએ

જવાબ આપ્યો કે, ભલે તારી મરજી. એને લઈજા, પણ મારી સાથે તો આ મારીજ તરેહથી રહી શકે છે, અમીરી વસ્ત્રમાં રહી શકતો નથી. આ હાલત જોઈને હાઝર રહેલાઓ ખુદાની મહોબ્બતની આ અસર પર પોકે પોક રડતા હતા. અહમદ (ર૦ અ૦) એ ઇમામથી કહ્યું કે, તમે આ લોકોને મારા આવવાની ખબર આપી, મને મુસીબતમાં નાખ્યો, હવે મને પીછો છોડાવવો મુશકિલ થઇ પડયો. એટલું કહી તેઓ જંગલ ભણી ચાલ્યા ગયા. આ બનાવના બે વરસ પછી હ૦ સરી સકતી (ર૦ અ૦) પાસે એક માણસ આવ્યો અને કહયું કે, આપને એહમદ બીન યઝીદ (ર૦) બોલાવે છે, તેનો આખેરી વખત છે. તેઓ તે શખ્સની સાથે ગયા. જઇને જુએ છે, તો તેઓ શુનીજના કબ્રસ્તાનમાં એક અંધારી અને સાંકડી જગા પર પડેલા છે, અને કહે છે કે હે ભલાઇ ઇચ્છનાર, ભલાઇજ કરજે. તેઓ સવાર સુધી ત્યાં થોભી પોતાને સ્થળે પાછા ફર્યા કે, તેઓના દફન કફન માટે કાંઇ સામાન કરે. પાછા ફરતાં તેઓએ જોયું કે, હજારો માણસો શહેરથી ચાલ્યા આવે છે. અજબ થઇને તેઓએ દરયાફત કર્યું કે, ખબર, આ છે શું? તમે લોકો એટલી ઉતાવળે કયાં જઇ રહ્યા છો? તેઓએ જવાબ આપ્યો કે, ગઇ રાતે ગયબથી એક અવાજ સંભળાયો હતો કે, જેને અવલિયા અલ્લાહના જનાઝાની નમાઝ પઢવી હોય, તે, સહવારે શુનીજના કબ્રસ્તાનમાં જઇ પહોંચે, માટે અમે ત્યાં જઈએ છીએ. સારાંશ કે, એટલી મોટી સંખ્યામાં નમાઝીઓ આવ્યા હતા કે, અસરની નમાઝના વખતે દફન કરવાનો વારો આવ્યો.

એક શખ્સે હ૦ સુલતાનુલ આરેફીન (ર૦ અ૦) ને પત્ર લખ્યો કે, અહીં એક શખ્સ છે કે, જેણે પ્રેમના શરાબનો પ્યાલો પીધો છે અને અને તેનાથી તે મસ્ત થઇ રહ્યા છે. સુલતાનુલ આરેફીન (ર૦ અ૦) એ જવાબમાં લખ્યું કે, અહીં એક શખ્સ એવો છે કે જે દરિયાના દરિયા પી જાય છે અને પછી પણ "કંઇ વધારે છે" ની બુમો પાડે છે!

હે મિત્ર! ખરી હકીકત એ છે કે, અલ્લાહની તલબમાં કમી કરવી જોઈએ નહી અને થોભવું ન જોઇએ. આશકો દર પળે "રબ્બે અરેની" (અય રબ! તું મને પોતાનો દીદાર દેખાવ) ના અવાઝો કરે છે અને "લનતરાની" (તું મને કદી જોઇ શકશે નહી) સાંભળે છે અને ઘાથી પણ કંઇ ડરતાજ નથી. માશુકનો નાઝનો તમાચો તેઓના મોંઢાપર ખેલ સમાન છે. નહી, એ માત્ર (માશુકની) બે પરવાઇ છે. માશુક પોતાના ખરા પ્રેમીને પોતાથી દુર રાખે છે: (તે બેશક બખ્શીશ કરવાવાલો અને મહેરબાન છે) અને એજ

વિષય હદીસમાં છે. પણ કયા શાહબાઝની આ નઝર છે. જેને હોય, તેને મુબારક !

હે મિત્ર ! પહેલાંજ પગલાંપર જાનનો ત્યાગ કર ત્યારેજ તું આ રસ્તામાં પગ મુકજે. માથું આપવા અને પ્રાણ અર્પણ કરવા સીવાય રસ્તામાં પગ મુકી શકતાં નથી.

હે દોસ્ત! ઇશ્ક અને મોહબ્બતનો રસ્તો પણ અજબજ રસ્તો છે, એ રસ્તામાં બરબાદી અને નમનતાઇની સ્વારી વગર પગ મુકી શકતોજ નથી અને દર્દ તથા આહ વગર એમાં કંઇ ખોરાક મળી શકતોજ નથી અને આંખોથી પાણી પડયા વગર એ રસ્તાની ધુળથી બહાર આવી શકાતું નથી.

અહીં નિરાશાની ભેટ અને નમનતાઇની સોગાત વગર કંઈ પણ કબૂલ થતું નથી. અય મિત્ર ! અગર તારા માથામાં એનો ખ્યાલ છે કે, તું મનઝીલ સુધી પહોંચી જાય, તો મધરાત પછી તે સોબતીઓના કાફલામાં આવીને શામીલ થઇ જા કે જેઓ આગળ ચાલી રહ્યા છે અને બરબાદી તથા નમનતાઈની હોડીમાં બેસી જા અને આહ તથા દર્દનો સામાન સાથે લે અને આંખોના પાણીના શરબતથી આનંદી પ્યાલો પી. અને સચ્ચાઇની લગામ હાથથી છોડતો નહી. અને "લાઇલાહા ઇલલલ્લાહ" ના કલમાની તલવાર કમરે બાંધે અને ખામોશીના ભાલાને હાથથી છોડતો નહી. અને હસ્તીની સવારીને એક જગાપર બાંધીદે. અને ઉદ્ધત આત્માને પ્રેમ અગ્નીથી બનાવ પછી તેની સબુરીની મેખ સાથે મજબુત બાંધી દે અને દુઆનો તીર સ્વિકારના નિશાન તરફ ફેંક. મેં જે કહ્યું છે, તે અગર તું કરી દેખાડશે તો ઉમ્મીદ છે કે, તીર સ્વીકારના નીશાન પર લાગશે.

## હિકાયત.

એમ કહેવાય છે કે, જ્યારે ઝુલયખાને આ વાતની ખબર પડી કે, હ૦ યુસુફ (અ૦ સ૦) ચાલીસ સાલની મુદ્દત પછી પોતાના પિતાને મલ્યા છે તો, ઝુલયખાના દીલમાં રંજ પેદા થયો અને કહ્યું કે, અલ્લાહ તઆલાથી અજાણી હતી અને મહેતર યાકુબ (અલય હિસ્સલામ) અલ્લાહના દોસ્ત છે. જે તેમની આંખ હઝરત યુસુફ (અ૦ સ૦) ની જુદાઇમાં આંધળી થઈ ગઇ હતી પછી દેખીતી થઇ અને વહાલો બેટો તેઓને ફરીથી મલ્યો. હ૦ યાકુબ (અ૦ સ૦) નો પ્રેમ ખરો હતો અને મારો પ્રેમ દુન્યાઈ છે, અગર મારી આંખ અલ્લાહની યાદમાં સફેદ (આંધળી) થઇ જતે, તો, હું મારા

મતલબ સુધી પહોંચી જતે. મેં જવાની બરબાદ કરી દીધી અને આંખોથી આંધળી થઇ અને મિસર દેશ બરબાદ કર્યો. જ્યારે ઝુલયખા દીલમાં એવી આજેઝી લાવ્યાં અને કાકલુદી સાથે રડયાં, તો તેઓનાં તીર કબુલાતના નીશાનપર પહોંચ્યાં ને અલ્લાહ તઆલાએ તેમની તરફ દયાની નજર કરી.

અલ્લાહનું ફરમાન યુસુફ (અ૦ સ૦) ને પહોંચ્યું કે, અય યુસુફ ! કેમ તમારી મોહબ્બતમાં બળીને ભસ્મ થયલીને મળતા નથી. અને પોતાની નિરાધાર બીમારનો ઈલાજ કરતા નથી! તારી મોહબ્બતમાં તેણીએ કેટલાં સંકટો વેઠયાં છે માટે એજ વખતે તમે જઇને ઝુલયખાને મળો યુસુફ (અ૦ સ૦) એ ઢંઢેરો પીટાવ્યો કે, કાલે તમામ લશ્કરે હાજર થઇ જવું. જ્યારે ઝુલખાને કાને આ ખબર પહોંચી તો તેઓના દિલની મહોબ્બત જોશમાં આવી અને તેના પ્રેમની અગ્ની વધારે તેજ થઇ ગઇ અને તે બેતાબ થઇ ગઈ.

જ્યારે ઝુલયખાએ યુસુફ (અ૦ સ૦) નાં આવવાનાં ચિન્હો માલુમ કરી લીધાં તો પોતાની દાઇથી કહ્યું કે, જો કે, મારી આંખોની રોશની જતી રહીછે પણ કેવું સારૂં થાય અગર તું મને એક લાકી લાવી આપે, કે હું તેવડે રસ્તામાં જઇને ઉભી થઇ જાઉં. કેમ કે અલ્લાહ તઆલા તેને મારા માથા પર મોકલશે અને આશાછે કે, આંખોમાં રોશની એ પાછી આવે, જેથી હું યુસુફ (અ૦ સ૦) ની સુંદરતા નિહાળી લઉં.

એવી આશામાં લાકી હાથમાં પકડી રસ્તાપર આવી ઉભા રહયાં. જ્યારે યુસુફ (અ૦ સ૦) ને આ ખબર પડી કે, ઝુલયખા રસ્તામાં ઉભાં છે તો, તેઓએ ફરમાવ્યું કે, જ્યારે ફોજ તેઓની પાસે પહોંચે, તો તેઓથી પુછવામાં આવે કે, તમે જાણો છો યુસુફ અમારામાં છે કે નહી ? તો તે બધાઓના જવાબમાં કહેતી કે યુસુફ તમારામાં નથી. જ્યારે યુસુફ (અ૦ સ૦) ની ફોજ કે તેઓ ( જેમાં હતા ) ત્યાં જઇ પહોંચી અને યુસુફ (અ૦ સ૦)ની ઝુલયખા પર નજર પડી તો, તેમની પાસેથી ઘોડો દોડાવ્યો અને પૂછયું કે અય ઝુલેયખા જાણે છે કે તારો યુસુફ કોણ છે ?

યુસુફ (અ૦ સ૦) ના ત્યાં પહોંચતાંજ ઝુલયખા શોરબકોર કરવા અને હાય હાય કરીને રડવાં લાગ્યાં અને આ રડવું ખુશીનું હતું "તમેજ યુસુફ છો" (ઝુલયખાએ કહ્યુ)

"તમને કેવી રીતે માલુમ પડયું"? યુસુફ (અ૦ સ૦ એ પછયું) કે "હુંજ યુસુફ છુ" "અય યુસુફ" (ઝુલયખાએ કહ્યું) જે ફોજ પહેલાં પાસે આવી

હતી અને તેના ઘોડાના પગલાંનો આવાઝ જમીનથી સંભળાતો હતો અને જ્યારે તમે તમારી ખાસ ફોજ સહીત નઝદીક આવ્યા તો, તમારા ઘોડાઓનો આવાઝ મારા દિલને લાગ્યો માટે મેં જાણ્યું કે, યુસુફ (અ૦ સ૦) તમેજ છે.

આ સાંભળીને યુસુફ (અ૦ સ૦) બેતાબ થઇ ગયા અને કહ્યું કે, અય ઝુલયખા! મારાથી શું માંગે છે? તેં જવાની બરબાદ કરી દીધી અને તારી આંખો આંધળી થઇ ગઇ, તારી તમામ ઇંદ્રીઓ સુસ્ત થઇ ગઇ પણ હમણા સુધી તારા પ્રેમની આગ ઓલવાઈ નહિ.

ઝુલયખાએ જ્યારે આ વાત સાંભળી તો કહેવા લાગ્યાં કે અય યુસુફ! મને ચાબુક આપો.

યુસુફ (અ૦ સ૦) એ ચાબુક ઝુલયખાના હાથમાં આપ્યો. ઝુલયખાએ ચાબુકનો છેડો પોતાની છાતીપર રાખ્યો અને કહ્યું કે, હે આગ! જે મારી છાતીમાં બળે છે તેમાંથી એક ચણગારી બહાર નીકળી આવ!

તેજ વખતે એક ધુમાડો ઝુલયખાના મોઢાંથી બહાર નીકળ્યો. ઝુલયખાએ ચાબુકનો છેડો તેની ઉપર મુકયો. તે સળગી ઉઠયો અને ચાબુકની લાકડી સુધી પળવારમાં પહોંચી ગઇ.

ઝુલયખાએ કહ્યું કે હે યુસુફ! આ અભાગીએ તારી દોસ્તીમાં રજભાર કમી કરી નથી અને તે મારા સીનામાં રાખી. આખરે અલ્લાહ તઆલાએ તેણીને ફરીથી જવાની બખ્શી અને તેને સફળતા મળી.

અય દરવેશ! તું આ વાતની કોશિશ કર કે, અલ્લાહની મોહબ્બત સીવાય કોઈ બીજાની તરફ ધ્યાન આપે નહી. કેમકે તમામ દુન્યામાં જે છે તે એજ છે અને તે પછી આં હઝરત (સ૦ અ૦ વ) ની મોહબ્બત પણ જરૂરી છે.

## નઝમ

બંદોંકો પહેલે ચાહીયે ઝાતે ખુદાસે ઇશ્ક.
બાદે ખુદા ઝરૂર હે ફિર મુસ્તફાસે ઇશ્ક.
કબ ખાલિકે જહાંકો ન થા મુસ્તફાસે ઇશ્ક,
હે ઇન્તેહાકી બાત કે, હે ઇબ્તેદાસે ઇશ્ક.
અપની ખબર તો કયા નહી, કવનેનકી ખબર,
અયસા હે મુઝકો આપકી ઝુલ્ફે દોતાસે ઇશ્ક.

મહમુદકો વિકાર હે, કયા મેરે સામને,
ઉન્કો અયાઝ સેહે, મુઝે મુસ્તફાસે ઇશ્ક.

બે ઇશ્ક કોઇ શય નહી, દેખો તો ગોરસે,
આહનકોભી જહાંમે હે, આહન રૂબાસે ઇશ્ક.

યુસુફપે, ઇસ કદર થે, જો યાકુબ, શેફતહ,
દરપરદહ થા જનાબે રસુલે ખુદાસે ઇશ્ક.

ઇન્સાં હેં હમ કયું ન હોં, આશેક રસુલપર,
બુલબુલકો ગુલસે, કાહકો હે કેહરૂબાસે ઇશ્ક.

આશેક હઝારોં, સેંકડોં મઅશુક, અય ફકીર,
અચ્છા વોહી હે, જીસ્કો હે, ઉસ મુકતદાસે, ઇશ્ક.



# બુઝુર્ગોની શીખામણો વિષે.

હે મિત્ર ! મારી અને તારી હસ્તી વહેમ સિવાય કંઇજ નથી. હકીકતમાં એકજ હસ્તી છે, જે હજારો રંગમાં જાહેર થાય છે. ખુદાઇ ઇલ્મ ધરાવનારા આરિફોના નિયમ મુજબ એ ઉપરાંત બીજી કોઇ ચીઝ છેજ નહી. તેઓને પોતાનો હોશ હોતોજ નથી તેમજ બીજા કોઇની પણ તેમને ખબર હોતી નથી. તેઓ પોતાને ઘણાએ શોધે છે પણ મેળવી શકતા નથી. અગર તારી એવી મરઝી છે કે, આ મોટી દોલતનો માલીક થાય તો, ખુદાની યાદથી કદી ગાફિલ રહેતો નહી અને જ્યારે તું એજ હાલતપર હંમેશા કાયમ રહેશે, તો વગર મુશકીલે તારા દિલનો આ હાલ થઈ જશે. તું તકલીફમાં પણ પડી દુર કરવા માંગશે, તો દુર થઇ શકશે નહી અને જ્યારે તારી એવી હાલત થઇ જશે તો, ઈશ્કનો બાદશાહ તારા દીલપર ગલબો કરી લેશે. (જે તરફ તમે ધ્યાન કરો તેજ તરફ અલ્લાહની જાત છે.) એવું જાહેર થઇ જશે અને તું કદી શુક્રગુઝારીમાં તો કદી તવહીદમાં ડુબકીઓ મારવા લાગે. એટલે તને કોઇના ઈલ્મની જરૂરત રહે નહી અને ખુદાના ઇલ્મ સિવાય કદી તો તું ખુદાની મસ્તીમાં ગરક રહે. કદી તેના મેળાપમાં હોય, પોતાને ભુલાવી દે. અને હર ઘડી હર પળ નવોજ શવક હાસિલ થતો રહે અને જેટલો તારો શવક વધશે તેટલીજ તારી તાકત વધતી જશે અને જેટલી તાકત વધશે તેટલીજ મોહબ્બત વધશે.

અય દોસ્ત ! અલ્લાહ તઆલાએ તને બે આંખો આપી છે. એક આંખથી પોતાને નેસ્ત (નાબુદ) સમઝ અને બીજી આંખથી ખુદાને હાઝર જો. અને તને જોઇએ કે, દર વખત એજ ધ્યાન રાખે અને જ્યારે આ ગુણ મજબુત થઈ જશે તો ઇમાનની હકીકત, કે જેને એહસાનની સુરત કહે છે તે મનઝુર થઇ જશે. (એહસાન તો એ છે કે, અલ્લાહની ઇબાદત એવી રીતે કરવી, જાણે તું તેને જોઇ રહયો છે) અને જ્યારે આ હાલત મજબુત થઇ જાય છે, તો સમજ અને વહેમ તથા ખ્યાલ, ફિકર અને વિચારમાં અલ્લાહ સિવાય કંઇ રહેતુંજ નથી અને માણસમાં જે કંઇ છે, તે વિચારજ છે, પછી તે અગર અલ્લાહનો વિચાર છે, તો ઠીકજ છે.

અય અઝીઝ ! તું ખુદ પોતાને જો, કે તું કેવા આરામમાં પડેલો છે. અગર તું દુન્યાની માંગણી કરે છે, તો ધુળ છે તારા માથાપર, અને અગર તું અલ્લાહને ચાહનારો છે તો બન્ને જહાનનો બાદશાહ છે, તારી ઉપર અફસોસ છે, અગર તું આ ખુશનસીબીથી બે નસીબ રહે અને કમીના નફસનો મોહતાજ રહે !

અને તને સીધા માર્ગની ફિકર કરવી જોઇએ. કેમકે ચળકતી સમજ અને જાણનાર અકકલ તે એનુંજ નામ, કે તને અલ્લાહની તરફ લઇ આવે. અગર તું તમામ દુન્યાનો શ્રીમંત છે અને અલ્લાહની ફિકર ધરાવતો નથી, તો તું ફકીર છે. તુને કંઇપણ અકકલ નથી અને તું મુર્ખ છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, "અને આ દુન્યાની જીંદગી ખેલ કુદ સિવાય કંઇ પણ નથી."

હદીસે કુદસીમાં છે કે, નેક "બંદાઓને જુઓ કે, તેઓને મારી મુલાકાતનો શવક છે, ત્યારે મને તેઓ કરતાં વધારે તેઓને મળવાનો શવક છે"



## હઝરતઅલી (૨૦) ની બાર વાતો.

અમીરૂલ મોમીનીન હઝરત અલી (૨૦) ના સંબંધમાં લખેલું છે કે, તેઓએ ફરમાવ્યું કે, મેં બાર વાતો એખત્યાર કરી છે અને આખો વખત તેમનીજ ઉપર અમલ કરૂં છું.

(૧) અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હે આદમના ફરઝંદ જ્યાં સુધી મારી બાદશાહત બાકી છે, ત્યાં સુધી તું કોઇ બાદશાહથી ડરતો નહિ.

(૨) જ્યાં સુધી મારો ખજાનો કમી ન થાય, ત્યાં સુધી તું રોજીની તરફથી બીહક રાખતો નહિ.

(૩) જો તું આજીઝ થઈ જાય, તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મને યાદ કર. અલબત્તા હું નેક બંદાઓની દોઆનો કબુલ કરનારો છું.

(૪) બેશક હું તને દોસ્ત ધરાવું છું. તને પણ જોઇએ કે, મને દોસ્ત બનાવે.

(૫) મારા કહેર (ગુસ્સા) થી નિર્ભય (બેખોફ) રહેતો નહિ. કેમકે, નુતફા બંધાયલા, લોહી અને માંસના લોથડાંની પરવરિશથી તો હું આજીઝ નથીજ. હું મારી કુદરતના કમાલથી તમને નેસ્તીમાંથી હસ્તીમાં લાવ્યો છું અને તમને એવા દરજ્જા સુધી પહોંચાડયા છે. દરરોજ હું તમને રોજી પહોંચાડું છું, ત્યારે પછી તમે કેમ મારા સિવાય બીજાથી રોજી માંગો છો, અને પોતાની ઇઝઝત બરબાદ કરો છો, તથા વખત ગુમાવો છો ?

(૬) મારી રહેમત (દયા)થી નિરાશ થતા નહી કેમકે, હું તમામ ગુનેહગારોને માફી બખ્શનાર છું. "બેશક અલ્લાહતઆલા તમામ ગુનાહો માફ કરી દેશે."

(૭) તમામ ચીઝો મેં તમારે માટે પેદા કરી છે. અને હું તમારે માટે છું. ત્યારે તું પોતાને પારકાની ખાતર મારાથી દુર રાખે છે ?

(૮) લોકો તને પોતાને (એટલે પોતાની ગરજને) માટે પોતાની પાસે બોલાવે છે, ત્યારે હું તારેજ માટે તુંને બોલાવું છું.

(૯) મારા પ્રત્યે તારી ફરઝો છે અને તારી રોજી મારી ઉપર છે. તે બખ્શીશ અને મહેરબાની તરીકે છે. અગર તું મારી ફરઝોની વિરૂધ જાય છે,

છતાં હું તારી મુકરર કરેલી રોજીની તો વિરૂધતા કરતોજ નથી.

(૧૦) હું તારાથી આવતી કાલ માટે બંદગી ચાહતો નથી, પણ તું મારાથી આવતી કાલની રોજી આજેજ માંગે છે.

(૧૧) અગર તું તે ચીઝ માટે જે તારી કીસમતમાં લખાઈ ચુકી છે, રાજી રહેશે તો ખુશ રહેશે, કેમકે જે નસીબમાં લખાઈ ચુકયું છે તેમાં વધતું ઓછું થવાનું નથી.

(૧૨) તું તારા નફસ (આત્મા) માટે મારી ઉપર ગુસ્સો કરે છે અને પોતાના આત્માપર મારી ખાતર ગુસ્સે થતો નથી.

હઝરત ઇબરાહીમ (ર૦ અ૦) પોતાના શેખની સેવામાં હાઝિર થયા અને કહેવા લાગ્યા કે અય શેખ! મેં મારા નફસ ( આત્મા ) પર ઘણો ઝુલમ કર્યો છે, આપ મને કંઇ વસીઅત ફરમાવો જેથી હું તે મુજબ અમલ કરૂં. જનાબ શેખે ફરમાવ્યું કે, અગર તું કબુલ કરે તો, આ છ આદતોને પોતાનો નિયમ બનાવ. પછી તારી મરજીમાં આવે તે કર, તુને કંઈ નુકશાન થશે નહી.

પહેલીઃ—જ્યારે તું ગુનાહ કરે છે તો, તેની રોજી ખાતો નહી.

હ૦ ઇબરાહીમે જવાબમાં કહયું કે, જે કંઇ દુન્યામાં છે તે તેનુંજ છે, ત્યારે ખાઉં કયાંથી ? શેખે ફરમાવ્યું, ત્યારે શું એ પણ સારી વાત છે કે, તેની રોજી ખાઈ તેનોજ ગુનાહ કરે ?

બીજીઃ—જ્યારે તું ગુનાહ કરે તો તેના દેશથી બહાર થઇ જા.

તેઓએ કહયું આ વાત પહેલી કરતાં પણ સખત છે કેમકે પુર્વ અને પશ્ચિમ સઘળો દેશ ખુદાનોજ છે.

શેખ (ર૦ અ૦) એ ફરમાવ્યું તો પછી આ વાત દુરૂસ્ત છે કે, તેનાજ દેશમાં તેનોજ ગુનોહ કરે ?

ત્રીજીઃ—જ્યારે ગુનાહ કરે તો, એવી જગાએ ચાલ્યો જા, જ્યાં તે તુને જુએ નહી. તેઓએ કહયું આ બનેજ કેમ ? કેમકે તે જાહેર અને બાતીનનો જોનારો છે. શેખે ફરમાવ્યું તો પછી આ વાત ઠીક છે કે, તે તુને જોતો હોય ને તું ગુનાહ કરે ?

ચોથીઃ—જ્યારે મલકુલમવત તારો જાન લેવા આવે તો, તોબા કરવાની ફુરસત માંગ. તેઓએ કહ્યું આ બનેજ કેમ ?

શેખે ફરમાવ્યું ત્યારે મોતની અગાઉ તવબા કરી લે.

પાંચમી—જ્યારે મુનકર નકીર તારી પાસે આવે તો તે બન્નેને પોતાની પાસેથી કાઢી મુકજે. તેઓએ કહ્યું આ મારાથી ન થઈ શકે !

શેખે હુકમ આપ્યો, ત્યારે તું પહેલાંથી જવાબ તઇયાર રાખ.

છઠ્ઠી:—જ્યારે હુકમ આવે કે, ગુનેહગારોને દોજખમાં લઇ જાઓ, તો કહી દેજે કે, હું નથી જવાનો ! તેઓએ કહયું કે, આ કહીજ કેવી રીતે શકાય ? શેખે ફરમાવ્યું ત્યારે તો ગુનાહ છોડી દેઓ. જ્યારે આ વાતો સાંભળી તો તરતજ તવબા કરી અને ખુદાના મળવાવાલાઓમાં શામીલ થઇ ગયા.



# હિકાયત.

હઝરત હાતમ અસમ (ર૦ અ૦) જેઓ હઝરત શકીક બલ્ખી (ર૦ અ૦) ના શાગીર્દ અને મુરીદ હતા, એક દીન તેઓથી હઝરત શકીકે (ર૦ અ૦) પુછયું કે, અય હાતમ ! તું કેટલી મુદતથી મારી પાસે છે? તેઓએ જવાબ આપ્યો કે, ૩૩ વરસથી. તેઓએ સવાલ કર્યો કે એટલી મુદતમાં તું શું શીખ્યો? હાતમે જવાબ આપ્યો કે, આઠ ફાયદાઓથી વધારે કંઇ મેળવ્યું નથી. હઝરત શકીક (ર૦ અ૦) એ ફરમાવ્યું "ઈન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન" હે હાતમ! તમે તમામ જીંદગી મારી સાથે ગુઝારી પરંતુ તમને આઠ વાતોથી વધુ કંઇ મલ્યુ નહી. હાતમે (ર૦ અ૦) કહ્યું કે, અગર ખરૂં પુછો છો તો, એજ વાત છે અને એથી વધારે હું મેળવવા માંગતો નથી, કેમકે, હું મારો છુટકારો અને મુકિત એજ આઠ વાતોમાં સમજું છું. ત્યારે હઝરત શકીક બલ્ખી (ર૦ અ૦) ફરમાવ્યું કે, ભલા મારી પાસે આવીને કહે તો ખરો કે તે કયા આઠ ફાયદાઓ છે. ત્યારે હાતમે (ર૦ અ૦) કહ્યું:–

**પહેલો ફાયદો:**—એ કે મેં માણસોને જોયા કે, દરેકે એક પ્રીયા અને માશુકને પસંદ કરેલ છે. કેટલાક એઓમાંથી કબર સુધી, ત્યારે કેટલાક મુફલીસીની હાલત સુધી સાથે રહે છે, પછી છુટા પડી જાય છે. કોઇપણ કોઈની કબરની અંદર જતું નથી. અને ત્યાં કંઇ મદદ કરતુંએ નથી. ત્યારે મેં વિચાર કર્યો કે, કોઈ એવા માશુકની શોધ કરવી જોઇએ કે, જે કબ્રમાં મારો મિત્ર અને હમદર્દ બને અને કબરના અઝાબ વખતે સ્નેહી અને મદદગાર થાય. વિચાર કરતાં જણાયું કે તે નેક કામ છે. પહેલાં મેં તેજ ધારણ કર્યું અને તેને પોતાનો સ્નેહી તથા માશુક બનાવ્યો કે, તે કબરમાં મારો દોસ્ત અને મદદગાર બને. શકીકે (ર૦ અ૦) ફરમાવ્યું કે આફ્રીન છે. અય હાતમ! (ર૦) તમે ઘણુંજ સારૂં કર્યું.

**બીજો ફાયદો:**—હાતમ (ર૦) એ કહ્યું કે બીજો ફાયદો એ છે કે, મેં દુન્યાદારોને જોયા કે, ઘણાઓ પોતાના નફ્સના તાબેદાર અને લાલચ તથા હવસના બંદાઓ છે, એટલે દુન્યાઇ લઝઝતોના ઇચ્છનારાઓ છે તથા અઇયાશીમાં ગીરફતાર છે. ત્યારે મેં આ આયત સંબંધી વિચાર ચલાવ્યો:–(જે

બંદો અલ્લાહપાકથી બીધો અને નફસાની ખાહેશને કાબૂમાં રાખી તો બેશક બહેશ્ત તેના આરામનું ઘર છે.) ત્યારે મારી ખાત્રી થઇ કે, કુરાને પાક હક (સત્ય) છે, માટે મેં મારા તુફાની આત્મા વિરૂધ પ્રયત્ન કરવાની કોશિશ પર કમર કસી અને તેની એક પણ ઇચ્છા પુરી થવા દીધી નહી. અહીં સુધી કે, હું અલ્લાહ પાકની બંદગી પર રાજી થઇ ગયો. શકીકે (ર૦ અ૦) ફરમાવ્યું કે, અલ્લાહ તુને બરકત આપે ઘણુંજ સારૂ કર્યું.

**ત્રીજો ફાયદો:**—હાતમે (ર૦ અ૦) કહ્યું કે, તમામ લોકો ઘણી મહેનત અને દુ:ખ વેઠવા પછી દુન્યાના માલ દોલતમંથી થોડું પેદા કરે છે અને તેથી ખુશ અને રાજી રહે છે અને (મગરૂરી સાથે) કહે છે કે, અમે પણ પઇસાવાલા છીએ; એટલે મેં આ આયત પર વિચાર કર્યો. અલ્લાહ ફરમાવે છે કે:—( જે તમારી પાસે છે, તે ખરચ છે અને અલ્લાહની પાસે જે છે તે બાકી અને જમા છે.) ત્યારે મેં એટલા વરસોની કમાણી જે મહેનતથી એકઠી કરી હતી, અલ્લાહના રસ્તામાં ખરચી નાંખી અને ફકીરોને આપી દીધી. જેથી તે ખુદાની પાસે જમા રહે અને આખેરતનું સાધન બને. શકીકે (ર૦ અ૦) ફરમાવ્યું ઘણું સારૂં !

**ચોથો ફાયદો:**—હાતમે (ર૦ અ૦) કહ્યું કે, હું દુન્યાવાલાઓને જોઉં છું કે, કેટલાક એમ સમજે છે કે, ઇન્સાનના મરતબો અને માન કુટુંબ અને કબીલાને સબબે છે, અને તેનીજ ઉપર તેઓ મગરૂર છે. ત્યારે બીજી કોમ સમજે છે કે, ઇન્સાનનું માન, માલ, દોલત અને ઓલાદના વધારાને લીધે છે. તેઓની મગરૂરી એજ માટે છે, ત્યારે કોઇ શખ્સ એવું ગુમાન કરે છે કે, માણસનું માન, ગુસ્સો મારવા અને ખાવા તથા ઉડાવવામાં છે, માટે માણસો એજ વાતને માન સમજે છે. પણ કલામે મજીદમાં માન પરહેઝગાર માટે જોવામાં આવે છે. (જે તમારામાં વધારે પરહેઝગાર છે, તેજ ખુદાની નઝરમાં વધારે બુઝુરગ છે) ત્યારે મેં જાણ્યું કે, કુરાને પાક બરહક છે અને આ લોકો જે સમજ્યા તે ખોટું છે. માટે મેં પરહેજગારી ધારણ કરી કે, અલ્લાહ પાકની સામે મારી ગણતરી મોટા લોકોમાં થાય. શકીક (ર૦ અ૦) એ કહ્યું, ઘણું સારૂં.

**પાંચમો ફાયદો:**—દુન્યાના લોકો એક બીજાની નીંદા કરે છે અને એનું મુળ કારણ એ છે કે, એક બીજાની અદેખાઈ કરે છે, ઇલ્મ અને મરતબાના સબબથી. એનો ચુકાદો પણ કલામે મજીદ એવી રીતે આપે છે કે:— (મેં લોકોની જીંદગીની રોજી તેઓ વચ્ચે વહેંચી આપી) ત્યારે હું સમજ્યો કે, આ વહેંચણી તો પહેલાંથીજ થઇ ગઇ છે, અને કોઇની એમાં સત્તા નથી. માટે મેં કોઇની અદેખાઈ કરી નહી અને અલ્લાહે જે તકદીરમાં લખ્યું

તે માટે રાજી થઈ ગયો અને દુન્યાના લોકોથી મેળાપ કર્યો. શકીકે (૨૦ અ૦) ફરમાવ્યું ઠીક છે.

**છઠ્ઠો ફાયદો**:—તે એ છે કે, દુન્યાદારો એક બીજાને પોતાના દુશમન ગણે છે, પછી તે કાંઈ કારણથી હોય, કે ગરજને લીધે. આ મામલા સંબંધી પણ કુરાન શરીફમાં એવો હુકમ આપવામાં આવ્યો છે કેઃ–(શયતાન બેશક તમારો ખુલ્લો દુશમન છે માટે તેનેજ તમારો દુશમન સમજજો) માટે અલ્લાહના હુકમ મુજબ, હું શયતાન અને તેના તાબેદારો સીવાય કોઇને દુશમન સમજ્યોજ નહી અને એજ અલ્લાહની પરસતીશ અને ઇબાદત છે. એજ માર્ગ હું સીધો સમજ્યો. વળી અલ્લાહ ફરમાવે છે કે, (હે આદમના બેટાઓ! શું તમે કૉલ અને કરાર નથી કર્યો કે, શયતાનનું કહ્યું માનીશું નહી, કેમકે તે તમારો ખુલ્લે ખુલ્લો દુશમન છે. અને મારી ઇબાદત કરો એજ સીધો રસ્તો ધારેલા મુકામ પર પહોંચવા માટેનો છે.) શકીકે (૨૦ અ૦) ફરમાવ્યું કે શાબાસ તેં ઘણું સારૂં કર્યું.

**સાતમો ફાયદો**:—તે એ છે કે, દરેક શખ્સ રોજી મેળવવા માટે ઘણી કોશિશ કરે છે એજ માટે તે હરામ અને શંકાઓમાં સપડાઇ જાય છે અને પોતાને રૂસવા અને ખુવાર કરે છે. મેં આ આયત જોઇ જેના માયના એ છે કે, (જમીન પર ચાલવાવાલો કોઈ કીડો અને પ્રાણી એવાં નથી કે, અલ્લાહ પાક તેની રોજી માટે જોખમદાર નહીં હોય.) ત્યારે મેં જાણ્યું કે, હું પણ એક પ્રાણી છું. ત્યારે મેં ખુદાનુંજ ધ્યાન કર્યું અને રોજીની ફીકર તજી દીધી. કેમકે અલ્લાહ પાક રોજીની ખુદ જામીનગીરી આપે છે. કોઇ રીતે પણ તે પહોંચાડશે ખરો. શકીક (૨૦ અ૦) એ ફરમાવ્યું:–સુબહાનઅલ્લાહ! ઘણુંજ બેહતર.

**આઠમો ફાયદો**:—દરેક શખ્સને ભરોસો કોઇ બીજા માણસ અથવા ચીઝની ઉપર હોય છે અથવા તો માલ, યા દેશ યા તો કોઇ ધંધા અથવા હુન્નર પર આધાર રાખે છે, ત્યારે એ લોકોનો ભરોસો દુન્યાની ચીઝોપર છે. આ આયત પર વિચાર ચલાવી અલ્લાહ ઉપર ભરોસો કર્યો. અલ્લાહ ફરમાવે છે કેઃ—(જે ખુદાપર ભરોસો કરેછે તો તેજ ખુદા તેને માટે અસછે અને ખુબ કામ કરનારો છે.) શકીકે (૨૦ અ૦) ફરમાવ્યું કે, હાતમ! તેં ઘણું સારૂં કર્યું અલ્લાહ પાક તુને સારી તવફીક અતા ફરમાવે. હાતમ! મેં તવરયત, ઝબૂર, ઇન્જીલ અને કુરાન શરીફમાં જોયું. એ ચારે કિતાબોમાં એજ આઠ ફાયદાઓ પર દલીલો આપવામાં આવી છે. જેણે આ આઠ ફાયદા પ્રમાણે કામ કર્યું તેણે ગોયા ચારે કિતાબોના હુકમ પ્રમાણે કામ કર્યું.

# ફકીરી વિષે.

હે દોસ્ત ! હદીસ શરીફમાં હઝરત રસુલે કરીમ ( સ૦ અ૦ વ૦ ) થી રિવાયત છે કે, મારી ઉમ્મતના ફકીરો જન્નતના બાદશાહ થશે. જાણવું જોઇએ કે, જે શખ્સ આજે ફકીરોથી મોહબ્બત ધરાવે છે, કાલે ( કયામતને દહાડે ) તે તેઓનીજ સાથે રહેશે.

હે મિત્ર ! જ્યારે દુન્યા અને આખેરતની તમામ નેમતો હઝરત રિસાલત પનાહ (સ૦ અ૦ વ૦) ની હઝુરમાં લાવવામાં આવી, ત્યારે હુઝુરે ફકીરીના મોતી સિવાય કંઇ પણ લીધું નહી. (અને ફકીરી મારી મગરૂરી છે એમ ફરમાવતા હતા) અગર કોઈ વધારે સારી વસ્તુ હોત તો હઝરત રસુલે અકરમ (સ૦ અ૦ વ૦) તેજ પસંદ ફરમાવતે. માટે દરેક મોમીનને જોઇએ કે, આં હઝરત (સ૦ અ૦ વ૦)ની તાબેદારીમાં ફકીરી અને ફાકાને પસંદ કરે, જેથી તે અલ્લાહ તઆલાનો પ્રકાશ (જમાલ) બહેશ્તમાં જુએ.

હે મિત્ર ! ખાત્રીથી માનજે અને એ ઉપરાંત કંઇ માનતોજ નહી કે, પરવર દિગારના દીદારની ને'મત સઉથી મોટી ને'મત છે.

હે દોસ્ત ! પયગમ્બર (સ૦ અ૦ વ૦) ફરમાવે છે કે જ્યારે મોહબ્બત ખાલિસ–સ્વચ્છ થઇ જાય છે તો પ્રિયા (માશુક) અને પ્રેમી ( આશક ) એક થઇ જાય છે. તે વખત પ્રેમી જે કંઈ કહે છે તેજ થાય છે.

હે મિત્ર ! દુન્યા અને આખેરતની તરફ નજર કરવી જોઈએ નહી અને અલ્લાહની દોસ્તી સિવાય તમામ દોસ્તીઓથી સંબંધ છુટો કરી લેવો જોઇએ, જેથી તું અલ્લાહની દરગાહને લાયક બને.

**હે મિત્ર ! મૂસા (અ૦ સ૦) જેવો સોઝ (જીજ્ઞાસા) અને ઈસા (અ૦ સ૦) જેવી ઉમ્મીદ, અને યહયા ( અલયહિસ્સલામ ) જેવો ડર, અને અઇયુબ (અ૦ સ૦) જેવી સબુરી અને શોઅયબ (અ૦ સ૦) ના જેવો વિલાપ અને ઈબરાહીમ (અ૦ સ૦) જેવી આહ અને મોહમ્મદ રસુલુલ્લાહ (સ૦અ૦વ૦) જેવી સ્લયતા જોઇએ, જેથી તું અલ્લાહની દરગાહને લાયક થાય.**

# દુરૂદે શરીફનાં ફઝાએલ.

રબ્બુલ ઈઝઝતને એ મનઝુર છે કે આં હઝરત (સ૦) નો ઝીકર મુબારક હંમેશા થયા કરે, એથીજ દરેક મુસલમાનો પર દુરૂદ શરીફ પઢવાનો અમર ફરમાવ્યો અને તે પણ કેટલી ખુબી સહીત કે, ' હું પોતે પણ એ કામમાં મશગુલ છું અને બધા ફરીશ્તાઓ પણ એજ કામમાં મચ્યા રહે છે. માટે અય મુસલમાનો ! તમને પણ જોઇએ કે તમો પણ એ મુબારક અને બરકતવાલા કામમાં મસરૂફ રહો. '

મતલબ કે જ્યારે ખુદ રબ્બુલ ઈઝઝત અને બધા ફરીશ્તાઓ તમારા નબી (સ૦) પર દુરૂદ શરીફ મોકલતા રહે તો અય મુસલમાનો ! તમે ન મોકલો ? બલકે તમને જોઇએ કે ઘણાજ શોખ અને મોહબ્બતથી દુરૂદ શરીફ પઢયા કરો અને એ નહીં કે એક અથવા બેવાર પઢયા કરો.

કારણ કે રસુલ (સ૦)ના જે જે એહસાનો ઉમ્મતીઓ પર છે તે તેહરીર અને તકરીરથી બેરૂં અને બહાર છે. અગર આપ (સ૦) ને જો ફીકર હોય તો તે માત્ર અમારી બક્ષીસની. અગર દોઆ છે તો અમારી બક્ષીસની. એટલુંજ નહિં પણ આપે (સ૦) પોતાની પ્યારી ઉમ્મર પણ અમારીજ ભલાઇ અને ખેરખ્વાહીની ફીકરમાં ગુઝારી. અગર ઉમ્મતીઓ પર કાંઇ ઇરશાદ થાય તો એજ મકસદથી કે મારી ઉમ્મત કોઈ એવો તરીકો અખતીયાર કરે કે જેનાંથી દુન્યા અને આખેરતમાં અલ્લાહ પાકનાં ગઝબથી બચી, દુન્યા અને આખેરતની નેઅમત પ્રાપ્ત (હાંસીલ) કરે. અગર હકતઆલાથી કહેવું અથવા સાંભળવું હોય તો એજ અર્થે કે કોઇપણ રીતે ઉમ્મતની નજાતનો માર્ગ નીકળી આવે અને ખુદા તઆલા ઉમ્મતથી રાઝી તથા ખુશી થઇ જાય. જો કે ' વ લ સવફા યુતીકા રબ્બોકા ફતરદા' વગેરે આયતોથી રબ્બુલ ઇઝઝત તરફથી આપની ઉમ્મત માટે ખાત્રી અપાઈ મગર ખુદા જાણે કે ઉમ્મતની મોહબ્બતે શું શું ખ્યાલો પેદા કરી દીધા કે દરેક પળે, જાહીર અને બાતીનમાં, દુન્યાથી પરદો થવા સુધી ઉમ્મતનોજ ખ્યાલ અને તેનીજ બક્ષીસનો સવાલ અને જવાબ ખુદાથી થતો રહ્યો.

હવે એવો કોણ કમનસીબ હશે કે બન્ને આલમની નેઅમતો દેવાડનારના એહસાનોને ભૂલી, દુરૂદ શરીફની કસરત ન કરે ? અને એવો કોણ

બેવફા હશે કે બન્ને જહાંનની નેઅમતો આપનારને ભુલી પંજવકતા નમાઝ અદા ન કરે ?

ઘણીજ શરમની વાત છે કે અલ્લાહ તઆલા અને તેના ફરીશ્તાઓ તો નબી (સ૦) નો ઝીકર કરે અને અમારી પર આટલા આટલા એહસાનો છતાં અમારેથી એટલુંએ ન થાય ?

ગરઝ કે જે શખ્સ આં હઝરત (સ૦) ના તે મરતબાઓથી જાણીતો હોય કે જેનું એહતેમામ અઝલથી થઇ રહ્યું છે અને એટલુંજ વિચારે કે આટલી આટલી ખુદાઇ ખાત્રીઓ છતાં અમારીજ ખેરખ્વાહીમાં મથ્યા રહ્યા તો ફરી એ ન થઈ શકે કે આપનાં ઝીકરે ખેરમાં બેદરકારી કરે.

નઝમ.

હર દર્દકી દવાહે સલ્લેઅલા મોહંમદ,
તાવીઝે હર બલાહે, સલ્લેઅલા મોહંમદ.
મહબુબે કીબ્રિયાહે, સલ્લેઅલા મોહંમદ,
કયા નકશે ખુશનુમાહે, સલ્લેઅલા મોહંમદ.
કુરબે ખુદાહો હાસિલ જન્નતમેં હો વોહ દાખિલ,
ઉસને લિખા પઢાહે સલ્લેઅલા મોહંમદ.
યારબ ! દુરૂદ પઢકર હો રૂહ તનસે બાહિર,
ઓર વોહ દુરૂદ કયાહે સલ્લેઅલા મોહંમદ.
જન્નત મુકામ હોગા દોઝખ હરામ હોગા,
ગર દિલમેં લિખ લિયાહે સલ્લેઅલા મોહંમદ.
ઉસકી નજાત હોગી રેહમતકી સાથ હોગી,
જો પઢકે મર ગયાહે સલ્લેઅલા મોહંમદ
જો દર્દ લા દવાહો, યે બોલકર પિલાદો,
કિયા નુસ્ખએ શિફાહે, સલ્લેઅલા મોહંમદ.
જાનેવાલીદે ઇરમકો રિદવાં ન રોક હરગો,
સીનેપે લિખ રખાહે સલ્લેઅલા મોહંમદ.
કાંધા બદલને વાલો હમરાહ ચલને વાલો,
પઢતે ચલો રવાહે સલ્લેઅલા મોહંમદ.
મંઝિલકાહે ભરોસા, **અકબર**, બગલમેં તોશા,
કયા ખૂબ લે ચલાહે, સલ્લે અલા મોહંમદ.

# મુસદ્દસ.

હિદાયતકે લિયે રબને નબીકો હે ફક્ત ભેજા
કે ઉસ્કા હુકમ પહોંચાવેં યેહી તો કામ થા ઉનકા
કરો તુમ પયરવી ઉનકી તુમ્હે જો હુકમ હે પહોંચા
ખિલાફ઼ ઉનકે કોઇ કેહવે ન માનો તુમ કહા ઉનકા
પયમ્બર હરચે ફ઼રમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

કહા કુરઆનમેં રબને કહો તુમ મેરે બંદોકો
તુમ્હેં હે મેરી ગર ઉલફ઼ત નબીકી પયરવી કર લો
ખુદા તુમકોભી ચાહેગા કે બખ્શેગા તુમ્હેં સબકો
કુલ ઇન કુનતુમકે મ્અની હેં ઇસી કુરઆનમેં પઢલો
પયમ્બર હરચે ફ઼રમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

તેરી ગર અકલે નાકિસમેં ન આવેં ઉન્કે કુચ્છ એહકામ
તો ઉન્કો માનલે દિલસે ઇસીકો કેહતે હેં ઇસલામ
ન કર ચુનો ચરા કુછભી કહેં જો તુ વોહી કર કામ
ઉન્હીકે હુકમકે આગે ઝુકા ગરદન બ ઇસતેહકામ
પયમ્બર હરચે ફ઼રમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

નબીકી ઈસ ઈતાઅતકો ખુદાહીકી ઈતાઅત જાન
વહી બિન કુછ નહીં કહેતે ઉસે બાવર તુ દિલસે માન
શુબ્હા હો દેખલે ઉસકો અગર પઢતા હે તુ કુરઆન
યે હે મઝમુન કુરઆંકા ઇસીકો કહેતે હેં ફુરકાન
પયમ્બર હરચે ફ઼રમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

ઇતાઅત જો કરે ઉનકી વો દાખિલ હોવે જન્નતમેં
હમેશા પયરવી કરીયો જો હે તુ એહલે સુન્નતમેં

યેહી હે રાહ જન્નતકી મગર હાં જીસ્કી કિસમત મેં
ઇનાયત જીસપે હોવેગી ઉસે રખતા હે ઈઝ્ઝતમેં
પયમ્બર હરચે ફરમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

ખિલાફ અપને પયમ્બરકે ચલા ગર યે જે બદ બખ્તી
ન મનઝિલ પર યે પહોંચેગા બોહોત દેખેગા ફિર સખ્તી
યેહી બેહતર હે હરેકકો કે સુન્નતપર ચલે ઉનકી
ઇસીમેં રસ્તગારી હે ખુશીભી હે યેહી રબકી
પયમ્બર હરચે ફરમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

ખુદાકી રાહકા એહવાલ જાને હું પયમ્બર ખૂબ
હરેક મનઝિલસે હે વાકિફ ઉન્હે રબને કિયા મહબૂબ
અમલ કર જો કહે ઉસપર કે પાવે અપના તુ મતલૂબ
યેહી હે સમરએ ઇમાં યેહી હે રાહે ખુશ અસલૂબ
પયમ્બર હરચે ફરમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

સલામત હે મોહબ્બતકી નબીકી પયરવી ઝાહિર
કરે જો તર્ક ફિર ઉસકો સમઝ ઉલફતસે હે બાહિર
મુહિબસે પયરવી હોતી હય ખુદ મેહબૂબકી સાદિર
રખે દઅવા જો ઉલફતકા ન હો પયરવ તો હે નાદિર
પયમ્બર હરચે ફરમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

ઇતાઅતકી તુ કશતીમેં નબીકી બયઠ ખુદ રફતાર
નબી હે તેરા કશ્તીબાં કે સબકા હે વોહી સરદાર
તુઝે અય **અબ્દ** કયા ડર હે કે હોગા તેરા બેડા પાર
પકડ દામન નબીકા અબ ખુદાભી હે તેરા ગફ્ફાર
પયમ્બર હરચે ફરમાયેદ બજા આરેદ અઝ દિલહા
કે સાલિક બેખબર ન બુવદ ઝે રાહો રસ્મે મનઝિલહા

**ખુદાવન્દા તારા બરગુઝીદહ નબી હઝરત મોહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહો અલય્હ વઆલિહી વ સલ્લમના વસીલેહથી હમને હમેશ હમેશના માટે તારી રહમતના સાયામાં રાખ અને હમારા ગુનાહોને બખ્શીશથી બદલી દે. હકક લાઇલાહ ઈલ્લલ્લાહ મોહમ્મદુર્રસુલુલ્લાહ. હકક લાઇલાહ ઇલ્લલ્લાહ મોહમ્મદુર્રસુલુલ્લાહ, હકક લાઇલાહ ઇલ્લલ્લાહ મોહમ્મદુર્રસુલુલ્લાહ.**

**સમાપ્ત.**

# જાહેર ખબર.

## વકફ કરેલાં ઇસ્લામી પુસ્તકોનું લીષ્ટ

(૧) (ઉર્દુ) **બુસ્તાનુલ" આરેફીન"** આ પુસ્તક કુરઆને શરીફ તેમજ સહી હદીસો અને બુઝુર્ગો (મહાત્મા)ના કલામોના આધારે લખવામાં આવ્યું છે. એમાં તસવ્વુફની બાબતોને દાખલા, મિસાલો અને મસનવી શરીફના શએરો તથા હિકાયતોથી બહુજ સહેલ કરી દીધી છે. વળી એમાં મુખ્ય અલ્લાહના આશકોના એહવાલ અને તેમના જોશીલા કલામો તેમજ અલ્લાહના ઇશ્કમાં તેઓએ કેવી કેવી મુસીબતો વેઠી, તેનું વર્ણન દાખલ કરેલું છે. એ સિવાય બીજી બાબતો ઇશ્કો મોહબ્બત પેદા થાય તેવી એમાં લખવામાં આવી છે. આ મોટું પુસ્તક ઉપદેશો ને નસીહતોથી ભરેલા આશરે ૭૦૦ પૃષ્ટ ઉપરાંતનું છે. આ પુસ્તક ને લેડીસ્મીથ (નાટાલ)ના નામાંકિત સખીવજુદ ગૃહસ્થો શેઠ, એમ, એમ, આમોદ સાહેબ તથા શેઠ, અહમદ કાસમ મુલ્લા સાહેબ (એ બન્ને સાહેબોએ) પોતાનીઘાડી કમાઇની બહોળી રકમથી મુંબઇ ખિલાફત ઉર્દુ પ્રેસમાં છપાવ્યું છે.

(૨) ઉર્દુ **"ફિરદોસે ફાતેમહ"** આ પુસ્તક પણ મોતેબર મઝહબી અરબી ફારસી કિતાબો ઉપરથી લખવામાં આવ્યું છે. એમાં દુન્યાની નાપાયદારી તથા દુન્યા કેવી છે તેની મીસાલો અને તેના સારૂ બુઝેર્ગોના વિચારો લખવામાં આવ્યા છે. પછી આં હઝરત (સ૦ અ૦ વ૦) ની સાથે કેવી રીતે વર્તન રાખવું તથા તેમના ઉપર દરૂદ શરીફ મોકલવાની ફઝીલતોનું બ્યાન કરવામાં આવ્યું છે. છેલ્લે આલમે અરવાહનો હાલ (એટલે મરણ પછીની હકીકત) આશ્ચર્ય પમાડયા વગર રહેશે નહી. આ પુસ્તક આશરે ૩૦૦ પૃષ્ટની અંદરનું છે. એને પણ ઉક્ત બન્ને ગૃહસ્થોએ પોતાના ખર્ચે છપાવી મુસલમાનોપર બહુ મોહટો ઉપકાર કર્યો છે.

(૩) (ઉર્દૂ) **"મેરાજુલ, મુઅ્મેનીન."** આ પુસ્તક ૧૦૦ પૃષ્ઠ ઉપરાંતનું છે. એમાં નમાઝની ફઝીલતો તથા તેમાં શાશા ભેદો સમાયલા છે તેનું ધ્યાન છે. તેમજ નમાઝના ભાગોમાં જે જે છુપી બાબતો છે તેનું વર્ણન હદીસોથી કરવામાં આવ્યું છે, કુરઆનશરીફની તિલાવતની ફઝીલત, તેમ દરૂદ શરીફની બુઝુર્ગી અને બીજી ફાયદાકારક વાતો અસરકારક એમાં દાખલ કરવામાં આવી છે. આ પુસ્તક મોતેબર મઝહબી કિતાબો ઉપરથી લખવામાં આવ્યું છે, અને ચાર વખત છપાઇ ચુકયું છે.

(૪) (ઉર્દૂ) **"રહેમતુલલિલ આલમીન"** આમાં હઝરત રસુલે ખુદા (સ૦ અ૦ વ૦)ની પાક ઝીન્દગી અને આપના અખલાકો અને આપના સદગુણોનું ધ્યાન મોટાં મોટાં અરબી ફારસી પુસ્તકોનાં આધારે ઉર્દૂ સરળ ભાષામાં લખવામાં આવેલું છે. આ પુસ્તક દીહીમાં છપાયું છે. સદર કિતાબને સખી દિલ મરહુમ યુસુફ અહમદજી મુલ્લા સાહેબ તથા બાઇ આએશાબીબી બિન્તે મુસાજી મુલ્લા તે મરહુમ હાજી અહમદજી મુલ્લા સાહેબની ઓરતે છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

(૫) (ઉર્દૂ) **"બુસ્તાને ફાતેમહ."** આ કિતાબ મોતબર અરબી પુસ્તકોના આધારે લખવામાં આવી છે. એ પણ તસવ્વુફમાંજ છે. એમાં સારી ટેવો અને સદગુણો અખત્યાર કરવા ઉપર જોર દઈ ખુદા અને રસુલ(સ૦) ની મોહબ્બત તરફ લોકોનાં ધ્યાન ખેંચવામાં આવ્યાં છે. શેઠ, અહમદ કાસમ મુલ્લા સાહેબે સર્વને સરખો ફેઝ પહોંચાડવા ખાતર આ કિતાબને છપાવી વકફ કરી છે.

(૬) (ગુજરાતી) **"ગુલઝારે યુસુફી"** આ પુસ્તક ગુજરાતી આલમ માટે ઝિક્રે ઇલાહી અને ફિક્રે ઇલાહીના ધ્યાનમાં મોતેબર મઝહબી કિતાબોના આધારે ઇબરતનાક વાકિઆત સહીત ઘણીજ સેહલી અને સાદી ઇબારતમાં લખવામાં આવ્યું છે. જેને લેડી સ્મીથ (નાટાલ) ના નામાંકિત વેપારી મીયાં હાજીમોહમ્મદ અહમદજી મુલ્લાં સાહેબ તથા બુલ્વર (નાટાલ)ના મશહુર વેપારી મીયાં યુસુફ મોહમ્મદ અસમાલ સાહેબ તરફથી વકફ કરવામાં આવ્યું છે.—

(૭) (ઉર્દૂ) **"સિરાતુલ મુસ્તકીમ"** આ પુસ્તક લગભગ ૩૦૦ પાનાનું છે. એમાં અહલેસુન્નત વલ જમાઅતના અકાઈદ તથા કિયામતના અહ-

વાલો વિગેરે દરદીલા બ્યાનો મોતેબર મઝહબી પુરાણી કિતાબોના આધારે લખવામાં આવ્યાં છે. જેને ન્યુકેસલ (નાટાલ)ના જુના અને જાણીતા વેપારી મીયાં ઇસમાઇલ મોહમ્મદ મહેતર સાહેબ તરફથી વકફ કરવામાં આવ્યું છે.

ઉપલી કિતાબો નીચેના સરનામાથી મળશે

**એમ. એમ. આમોદ કુતુબખાના.**

પી. ઓ. બાક્ષ ૪૭ લેડીસ્મીથ—( નાટાલ ).

M. M Amode Kutubkhana.

P. O. Box 47—Ladysmith-( Natal ).

